પ્રસિદ્ધ કર્ત્તા
શકરાભાઇ મોતીલાલ શાહ.
ઘાટકોપર ( મુંબઈ ).

ત્રીજી આવૃત્તિ, પ્રત ૨૦૦૦
ઑગષ્ટ, ૧૯૩૨.
મૂલ્ય . સવા રૂપિયો.




વા. મો. શાહ કૃત પુસ્તકો મળવાનું ઠેકાણું:
'વા. મો. શા', પબ્લિશીંગ હાઉસ.
સારંગપુર-ખુખારાની પોળ, અમદાવાદ.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

દુનિયાના મહાન ઉપકારી પુરૂષોમાંના એક તરીકે મહાત્મા કબીરજીનુ નામ કદી ભૂલાશે નહીં. એ મહાપુરૂષના વચન યુક્તિમત્ અને નિક્ષપ્પપાતી તથા હૃદયના ઉંડાણમાંથી નીકળતાં હોઈ, દરેક સ્ત્રી-પુરૂષને એક સરખાં ઉપયોગી અને ઉપકારી છે, એમ સમજી, એ અમૂલ્ય વચનો પર યથાશક્તિ વિવેચન કરી, આ પુસ્તકની પહેલી આવૃત્તિ મ્હારા 'જૈન સમાચાર' નામક સાપ્તાહિક પત્રના ગ્રાહકોને ભેટ આપવા માટે, ૩-૪ માસ ઉપર બહાર પાડી હતી પરતુ ત્હેની માગણી ઘણી થવાથી તુરતમાં આ બીજી આવૃત્તિ પ્રગટ કરવાની જરૂર પડી છે આ આવૃત્તિમા તે મહાત્માશ્રીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર સામેલ રાખવામા આવ્યુ છે.

ખુલ્લા દિલથી મ્હારે કબૂલ કરવું જોઇએ છે કે, મ્હારી મહે-નતની સફળતાનો મ્હોટો ભાગ કબીરજીના આ પહેલાના લેખકોની મહેનતને અર્પણ કરવા હું બધાયલો છુ એમણે સડક કરી, મ્હે તે સડકને માત્ર વધુ સાફ કરી એટલુ જ મ્હારૂ વિવેચન જો થોડા પણ આત્માર્થી પુરૂષોને સચ્ચારિત્ર શિખવવામા કારગત થઈ પડશે તો હુ પોતાને ભાગ્યશાળી માનીશ

કબીરજીના પદોના બીજા ભાગો આ માફક જ પ્રગટ કરવાનો મ્હારો ઈરાદો છે. ઉદ્યમ ચાલુ છે.

અમદાવાદ
ડિસેમ્બર ૧૯૧૧

વા. મો. શાહ.

---

# કબીરજીનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત

મહાત્માઓનાં જીવનચરિત્ર ઘણે ભાગે અંધારામાં જ હોય છે. કબીરજીના જન્મ, કુળ, નિવાસસ્થળ વગેરે બાબતમાં હજીસુધી આપણા જાણવામા ઘણું જ થોડું આવ્યુ છે; ત્હ્યા સુધી કે, તેઓ હિંદુ કુટુંબમા જન્મ્યા હતા કે મુસલમાનમાં, એ વાતનોય હજી નિર્ણય થયો નથી. જે જે દંતકથાઓ સાભળવા–વાચવામાં આવે છે, તે સર્વ પરથી એમ અનુમાન થઇ શકે છે કે, તે એક મુસલમાન વણકરના કુટુંબમાં ઉછર્યા હતા અને 'સુફી' વર્ગના જ્ઞાન વડે તથા રામાનંદ જેવા ગુરૂરત્નના ઉપદેશથી અધ્યાત્મી બનવાથી હિંદુ–મુસલમાન બન્ને તરફ સમભાવ રાખવાને લીધે બન્નેમા ત્હેમની પૂજા થયેલી.

કબીરપથીઓની માન્યતા એવી છે કે, સન ૧૩૯૮ મા કબીરજીનો જન્મ થયો હતો અને ૧૨૦ વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવીને સન.૧૫૧૮ મા ત્હેમણે આ ફાની દુનીઆને છેલ્લી સલામ કરી હતી.

ત્હેમના બચપણ સબંધી કાંઇ જાણવામાં આવ્યું નથી, પરતુ વણકરનુ કામ કરતા કરતા તે અધ્યાત્મનાં ગીતો ગાવામાં અને પરમાત્મપદનુ રટન કરવામા તલ્લીન રહેતા. ત્રીસેક વર્ષની ઉમરે, **લોઈ** નામની કોઈ સ્ત્રી કબીરજીની સાથે રહેવા લાગી જો કે લોકો ત્હેમને દપતી માનતા, પણ તેઓને શારીરિક સબધ કાંઇ નહતો એમ કહેવાય છે કમાલ અને કમાલી નામે પુત્ર-પુત્રી એ બે કબીરજીની સતતી કહેવાય છે, પરંતુ તે કાંઈ ત્હેમણે ઉત્પન્ન **કરેલાં** છોકરાં નહોતા, ત્હેમણે **પાળેલાં** અને જ્ઞાન આપી તારેલાં કોઇના બાળક હતા

કબીરજી ધાર્મિક ક્રિયાઓમા વીર્ય અને વખત ગુમાવવો પસંદ કરતા નહિ એમની કૃતિમા ક્રિયાકાડ વિરૂદ્ધ ઘણા શબ્દો જોવામાં આવે છે. **હિંદુ-મુસલમાન** વચ્ચેનો ભેદ તોડવા ત્હેમણે ઘણી મહેનત લીધી હતી. જુના વિચારના હિંદુઓ તેમજ તેવા મુસલમાનો એમને આ કારણથી પજવવા માટે બનતુ કરતા હતા તે વખતના બાદશાહ **સીકદર લોદી** સમક્ષ ફર્યાદ થતા કબીરજી પોતાના આધ્યાત્મિક વાર્તાવિનોદથી બાદશાહનુ દીલ જીતી શકયા હતા બીજે પ્રસગે, શહેનશાહ ઈબ્રાહીમ **લોદી**ની હજુરમા કાજીઓએ એમની સામે ફર્યાદ કરી અને મહાત્માને સમુદ્રમાં ડૂબાવવાનો, હાથીથી કચરાવવાનો અને ઝુંપડીમાં બાળી મૂકવાનો પ્રપચ કર્યો, પરંતુ તે સઘળામાં કબીરજી અણીશુદ્ધ બચી ગયા હતા.

કબીરજીની જીદગીનો મ્હોટો ભાગ બનારસમા ગુજારવામાં આવ્યો હતો અંત સમયે તે શહેર છોડીને મહાત્માશ્રી મગહર ગામમા ગયા હતા. તે વખતે ગામ લોકોએ ત્હેમને કહ્યુ કે, " અંત સમયે બીજાઓ જ્યહારે આ પવિત્ર ધામમાં આવે છે ત્યહારે ત્હમે ખાસ અંત સમયે આ ક્ષેત્રને છોડી જાઓ છો, એ ઠીક થતું નથી." કબીરજીએ જવાબ આપ્યો: " રામની સત્તા હદવાળી નથી. " એમ

કહી મહા સુદ અગીઆરસને બુધવારે મહાત્માશ્રી **કાશી** તજી **મગહર** સીધાર્યા **મગહર**ના એક ન્હાના મઠમાં, નદી કીનારે જઇ પહોંચતાં પોતે કમળનાં ફુલ અને બે ચાદર મગાવી સૂઈ ગયા, અને પછી મઠનાં બારણા બધ કરાવ્યા

રાણા **વીર**સિંહ, કબીરજીના સબને હિંદુ રૂઢિ મુજબ બાળવા ઇચ્છિતા હતા અને પઠાણ **બીજલીખાન** વગેરે મુસલમાનો ત્હેમને દફનાવવા ઇચ્છતા હતા કજીઓ થવાની વકી રાખવામાં આવતી હતી, પરંતુ મઠનો દરવાજો ખોલવામાં આવતા માત્ર બે ચાદરો અને થોડા પુષ્પ સિવાય કાઇ જોવામા આવ્યુ નહિ રાણાજીએ ફુલોને બાળીને તે જગાએ ' સમાધિ ' ચણાવી, પઠાણે ફુલોને જમીનમાં દાટીને કબર બનાવી હાલ તે જગાએ **માગસર** માસમા મેળો ભરાય છે.

કબીરજીનાં વચનો હૃદયભેદક અને સ્પષ્ટ હોઈ, ઘણા જ અસરકારક છે એમને **સત**નુ ' દર્શન ' થયુ હોય એ તદ્દન બનવાજોગ છે મ્હારો પોતાનો અંગત મત જાણવા કોઇ ઇચ્છતુ હોય તો હું ખુલ્લા શબ્દમા કહુ કે, કબીરજીનાં વચનો મ્હને મહાન જૈન ધર્માચાર્યથી કોઇ રીતે ઉતરતાં જણાતા નથી, એ વચનો કબીરજીના શુદ્ધ હૃદય, તત્ત્વજ્ઞાન, પ્રૌઢ વિચાર અને જાહેર હિમતની ખાતરી આપે છે. હું દરેક આત્માર્થી મનુષ્યને કબીરજીના હૃદયનો અભ્યાસ કરવાની ભલામણ કર્યા વગર રહી શકતો નથી.

**વા. મો. શાહ.**

---

# પ્રસિદ્ધકર્ત્તાના બે બોલ

લેખકનુ કાર્યક્ષેત્ર લગભગ ૫૩ વર્ષની ઉમર સુધી જૈનધર્મ અને જૈન-જાતિમા હતુ, તથાપિ પ્રત્યેક રસપૂર્વક કામ કરવાની પ્રકૃતિવાળા મનુષ્યની બાબતમા બને છે તેમ તેમણે પણ એ ધર્મ અને જાતિની બહાર પણ પોતાની દૃષ્ટિ કરી હતી, જેને પરિણામે થિઓસૉફી, ન્યુથૉટ, નિત્શેઅન અને વેદાંત ફીલસુફીઓનો ત્હેમને પૂરો પરિચય થવા પામ્યો હતો. એમની વિચારણામા આ સઘળી ફીલસુફીઓનો સમન્વય ગૂઢ રીતે થયેલો હોય છે જ. એમનુ પ્રત્યેક લખાણ આંતર જીવનના એકાદા અગના અભ્યાસ તરીકે જ લખાયેલુ હોય છે, નહી કે સાહિત્યક્ષેત્રમા મ્હાલવા ખાતર કોઈ પણ ઘટનાને, જૈનધર્મ કે વેદધર્મની કોઈ કથા કે સિદ્ધાતને કે નિત્શેના કોઇ સૂત્રને જ્યારે પણ તે હાથમા લેતા ત્યારે જીવન સાથે તે કેવો સબધ ધરાવે છે અને જીવનનુ રહસ્ય સમજવામા કે જીવન-વિસ્તાર કરવામા તેની ઉપયોગીતા કેટલે અશે છે, તે તપાસવા તરફ જ એમની દૃષ્ટિ રહેતી

એમનામા બુદ્ધિની તીવ્રતા તેમજ હૃદયની વ્યાપકતા બન્નેનો વિલ-ક્ષણ સયોગ હોઈ એમના લખાણોના વાચકો એમના લેખો પ્રત્યે ઉચુ માન ધરાવે છે એટલુ જ નહી પણ એમના સત્યો અને અવલોકનો જેઓને અગત ખટક્યા છે તેઓ પણ એમને માટે જીગરમા તો ઉચો મત જ ધરાવે છે જાહેર જીવન તેમજ વિચારક તરીકેના જીવને એમની પાસેથી નિરતર અને જબરા ભોગ લીધા કર્યા છે, તોપણ જીવનના દરેક સિદ્ધાતને એટલી સૂક્ષ્મ દૃષ્ટિએ તપાસ્યા છે કે વાચનારને એનું રહસ્ય જાણવા માટે ઉડાણમા ઉતરવુ જોઈશે, અને ત્યારે જ એ સત્યનો સાક્ષાત્કાર થશે

આધુનિક ગૂજરાતી લેખકોની કદર માટે યોજાયલા 'ગલીઆરા પ્રાઈઝીસ'માના પહેલા પ્રાઈઝના હક્કદાર તરીકે વા. મો. શાહની પસદગી થયાનુ જ્યારથી ગૂજરાત સાહિત્ય સભાએ જાહેર કર્યું ત્યારથી એમના સઘળા પ્રગટ અને અપ્રગટ પુસ્તકો અને લેખો ગ્રથમાળા તરીકે મેળવવાની ઈચ્છા ઘણા ગ્રહસ્થો તરફથી પ્રદર્શિત થતી રહી છે

એ ઈચ્છાને અનુકૂળ થવાના ઈરાદાથી વા. મો. શાહના પુસ્તક પ્રકાશનનું કાર્ય શરૂ કર્યું છે; અને એવો ક્રમ રાખ્યો છે કે સૌથી પ્રથમ અપ્રગટ પુસ્તકો; ત્યારબાદ મરહુમના ત્રેવીસ વર્ષ (સન ૧૮૯૯ થી ૧૯૨૧) સુધી પ્રગટ થયેલા 'જૈન હિતેચ્છુ' માસિકપત્ર, સાત વર્ષ (સન ૧૯૦૬ થી ૧૯૧૨) સુધી પ્રગટ થયેલા 'જૈન સમાચાર' સાપ્તાહિક પત્ર અને ચાર વર્ષ (સન ૧૯૦૬ થી ૧૯૦૯) સુધી પ્રગટ થયેલા 'હિંદી જૈન હિતેચ્છુ' પાક્ષિક પત્રમા આવેલા તેમજ અન્ય માસિક, સાપ્તાહિક અને દૈનિકપત્રોમા આવેલા વિવિધ ઍડીટોરીઅલ્સ,લેખો, ભાષણો વગેરેની ચુંટણી કરી જુદા જુદા પુસ્તકરૂપમા બહાર પાડવા અને તે પછી મરહુમના આજ સુધીમા પ્રગટ થયેલા પુસ્તકો 'વા. મો. શાહ ગ્રંથ-માળા'ના જુદા જુદા મણકા તરીકે પ્રગટ કરવા.

ઉપર દર્શાવેલા ક્રમ મુજબ વા. મો. શાહ ગ્રંથમાળાના પ્રથમ મણકા તરીકે 'એક' નામનુ અપ્રગટ પુસ્તક અને બીજા મણકા તરીકે 'મહાત્મા કબીરના આધ્યાત્મિક પદો' (વિવેચન સાથે) નામના પુસ્તકો પ્રગટ થાય છે. અને અલ્પ સમયમા, માદગીના બિછાનેથી લખાયલું મરહુમનું છેલ્લામા છેલ્લું પુસ્તક 'આર્યધર્મ અથવા વીસમીસદીના આર્ય અને આર્યો ઘડનાર સસ્કાર' અને ત્યારબાદ નગ્નસત્ય, પ્રગતિના પાદ ચિન્હો વગેરે પ્રગટ કરવામા આવશે.

આ પુસ્તકના મરહુમ લેખકે વર્ષો સુધી માસિક, પાક્ષિક અને સાપ્તાહિક પત્રો તેમજ સખ્યાબધ પુસ્તકો પ્રગટ કરી (કેટલાક પુસ્તકોની તો હજારો પ્રતો જનતાને વિના મૂલ્યે આપવા માટે પ્રસિધ્ધ કરવામાં આવી હતી) અને પ્રસગોપાત નોધો, ચર્ચાઓ અને લાબી લેખમાળાઓ જાહેર પેપરોમાં આપી બત્રીશ બત્રીશ વર્ષ સુધી સાહિત્યની જે અમૂલ્ય સેવા બજાવી છે તેની સમ્પૂર્ણ નોધ અત્રે આપવાનુ અશક્ય હોવાથી આજસુધીમા પ્રગટ થયેલા પુસ્તકો પૈકી જેટલા પુસ્તકો મળી શકયા ત્હેની એક અપૂર્ણ ટુક નોધ આ પુસ્તકમા અન્ય સ્થળે આપવામા આવી છે.

આ પુસ્તકના પૃષ્ટ ૧૦૨ સુધીના ભાગની એ આવૃત્તિ સન ૧૯૧૧ મા "મહાત્મા કબીરના આધ્યાત્મિક પદો ખડ ૧-૨" તરીકે બહાર પડી હતી અને તે પછીનો ભાગ સન ૧૯૧૧ મા જ લખાયલો પણ અપ્રસિદ્ધ હતો તે બન્નેને એકત્ર કરી આ પુસ્તક બહાર પાડવામા આવ્યુ છે

ઘાટકોપર શકરાભાઈ મોતીલાલ શાહ

સદ્ગતશ્રી વાડીલાલ મોતીલાલ શાહ

જન્મ :

ા ૧૧-૭-૧૮૭૮



દેહાંત :

તા ૨૧-૧૧-૧૯૩૧

સદ્‌ગત શ્રી મોતીલાલ મનઃસુખરામ શાહ

જન્મ: એપ્રીલ, ૧૮૫૭



દેહાંત: ઑગષ્ટ, ૧૯૧૩

# વા. મો. શાહની સાહિત્ય સેવા.

## વા મો. શાહ કૃત પ્રસિદ્ધ થયેલાં ગૂજરાતી પુસ્તકો.

(૧) **મધુ મક્ષિકા**—બે આવૃત્તિ સન ૧૮૯૮ અને ૧૯૦૦ પ્રત ૨૦૦૦

આ પુસ્તકમા ચાલુ રીતરિવાજ, કુદરતની ખૂબીઓ, યુવાનોનો પ્યાર-ન્હેનો હેતુ-હદ અને પરિણામ, પરણેલી અને કુવારી સ્થિતિ, સસારી જીવન અને ત્યાગી જીવનની સમજાવટ, શુદ્ધ વ્યવહાર સાથે ધર્મનો સબધ વગેરે વગેરે વિષયો પ્રખ્યાત અગ્રેજ લેખક ઍડિસનની શૈલીએ પત્રોના રૂપમા આપવામા આવ્યા છે. મૂલ્ય ૦-૮-૦.

(૨) **સતી દમયંતી** — બે આવૃત્તિ સન ૧૯૦૨ અને ૧૯૦૪ પ્રત ૨૦૦૦

આ પુસ્તકને સરકારી તેમજ ગાયકવાડી કેળવણીખાતાએ ઇનામ તથા લાયબ્રેરી માટે મજૂર કરેલુ છે એમા નીતિ, શીલ, ધર્મ, વ્યવહાર, પતિ અને પત્નીવ્રત, જીવનની પવિત્રતા વગેરે બાબતો અસરકારક રીતે વાર્તાના રૂપમા આપવામા આવેલી છે વાચકગણની સ્મરણશક્તિ, શોધક-શક્તિ, ભાષાજ્ઞાન ખીલી શકે એવા પ્રશ્નો પણ આપ્યા છે. મૂલ્ય ૦-૮-૦

(૩) **કચ્છના સ્થા.જૈનોની ડિરેકટરી**—પ્રથમ આવૃત્તિ સન ૧૯૦૪:

કચ્છ પ્રાન્તના દરેક નાના મોટા ગામમા વસતા સ્થાનકવાસી જૈનની સપૂર્ણ ડિરેકટરી (વસ્તીપત્રક) સદ્ગતે અથાગ મહેનત લઇને વિના-મૂલ્ય પ્રચારાર્થે પ્રસિદ્ધ કરી હતી

(૪) **રૂષિદત્તા આખ્યાયિકા**—બે આવૃત્તિ . સન ૧૯૦૪ . અને .પ્રત ૨૦૦૦ પતિપત્નીને અરસપરસ વશીકરણ મત્ર શીખવવાની ગરજ આ ટુકી વાર્તા સારે છે. મૂલ્ય ૦-૩-૦

(૫) **સમ્યકત્વ** અથવા **ધર્મનો દરવાજો** —પ્રથમ આવૃત્તિ, સન ૧૯૦૩, પ્રત ૨૫૦૦ બીજી આવૃત્તિ સન ૧૯૦૫, પ્રત ૩૦૦૦

આ પુસ્તકમાં સમ્યકત્વ (સમકીત) અને મિથ્યાત્વનુ સવિસ્તર વર્ણન આપેલુ છે. નય-નિક્ષેપ વગેરે અનેક ઉપયોગી બાબતોનો એમા સમાવેશ કરવામા આવેલો છે. આ પુસ્તકના વાચનથી દેવ, ગુરૂ, ધર્મનુ સારૂં જ્ઞાન મેળવી શકાય છે. મૂલ્ય ૦-૪-૦.

(૬) **હિતશિક્ષા**—પાચ આવૃત્તિ સન ૧૯૦૪થી૧૯૦૫ કુલ ૧૨૫૦૦પ્રત.

આ પુસ્તકમા ધર્મ, નીતિ, સ્વદેશ પ્રેમ, વ્યવહાર શુદ્ધિ, સુખી અને ધાર્મિક જીદગી ગુજારવાનો ઉપદેશ આદી ૧૪ જુદા જુદા વિષયો ભાષણરૂપે આપવામા આવ્યા છે. આ પુસ્તક ગાયકવાડી કેળવણી ખાતાએ ઇનામ તથા લાયબ્રેરી માટે મજૂર કરેલું છે. મૂલ્ય ૦-૪-૦.

દાયનો આજસુધીનો પટાવલિઓના સંશોધનપૂર્વક ઇતિહાસ તેમ જ સ્થા. જૈન સપ્રદાયની સંસ્થાપનામા કયા કયા મહાપુરૂષોએ કેવા કેવા ભાગ ભજવ્યા છે તે તટસ્થ રીતે આ પુસ્તકમા દર્શાવવામા આવ્યુ છે. મૂલ્ય ૦–૬–૦

(૧૭) **શ્વે. સ્થા ચોથી જૈન કૉન્ફરન્સ** (જલધર)**નો હેવાલ**–સન ૧૯૧૦

(૧૮) **શ્વે સ્થા પ્રથમ મુનિ પરિષદ્નો હેવાલ** સન ૧૯૧૦

(૧૯) **જૈનસમાજનું દિગ્દર્શન અને હવે શું કરવું જોઇએ?** પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૦, પ્રત ૧૦,૦૦૦.

**વિના મૂલ્ય પ્રચારાર્થે** પ્રગટ કરાયલા આ પુસ્તકમા જૈનોમા (અ) ધર્મયુદ્ધ, બેમા ઉત્તમ કોણ ક્રિયા પાત્ર કે પરોપકારી ?, જુના અને નવા બ ધારણો-શુ એ સર્વ આજે જરૂરની ચીજો છે ?, જૈન પત્રકારો, લેખકો અને વિચારકોની કૉન્ફરન્સ માટે દરખાસ્ત અને આમ ત્રણ, જૈન ઝઘડાનો વધી પડેલો મામલો સુધારવાનો છેલ્લો રસ્તો, સઘ બ્હારનું શાસ્ત્ર અથવા શાસનબાહ્યોની કૉન્ફરન્સ વગેરે વિષયો આપવામા આવ્યા છે

(૨૦) **મહાત્મા કબીરનાં આધ્યાત્મિક પદો**, **ભાગ ૧–૨**–બે આવૃત્તિ સન ૧૯૧૧ પ્રત ૩૨૫૦ જૈનો તેમજ જૈનેતરોમા બલકે દરેક ધર્મના અનુયાયીઓમા જેમના હૃદયભેદક પદો ગવાય છે અને વખણાય છે, એવા મહાત્મા કબીરજીના આધ્યાત્મિક પદોનો સ ગ્રહ કરી વિસ્તારપૂર્વક વિવેચન આ પુસ્તકમા આપવામા આવ્યુ છે મૂલ્ય ૦–૪–૦

(૨૧) **સદ્ગુણ પ્રાપ્તિનો ઉપાય**—પ્રથમ આવૃત્તિ સન ૧૯૦૮, પ્રત ૨૦૦૦.

દરેક ધર્મના અનુયાયીને ઉપયોગી એવા ગુણાનુરાગ, સદ્ભાવના, સત્યવચન, વીર્યસ રક્ષણ ઈત્યાદિ વિવિધ વિષયો પર વિવેચન મૂલ્ય ૦–૬–૦

(૨૨) **ભક્તામર સ્તોત્ર**—પ્રથમ આવૃત્તિ સન ૧૯૦૯, પ્રત ૧૫૦૦.

આ સ્તોત્રનો મૂળ પાઠ તથા કેટલીક સમજૂત અને વિસ્તૃત વિવેચન સહિત ભાષાતર આ પુસ્તકમા આપવામા આવ્યુ છે. તે ઉપરાત આત્મ-ગોષ્ટિ, બાર ભાવના, ધર્મના રસ્તા, દરરોજ ધારવાના નિયમો આદિ વિષયો પણ આપવામા આવ્યા છે. મૂલ્ય ૦–૩–૦.

(૨૩) **કલ્યાણમંદિર સ્તોત્ર**—પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૦ પ્રત ૧૫૦૦

આ પુસ્તકમા આ સ્તોત્રનો મૂળ પાઠ અને અર્થ તેમજ ધ્યાન સ બ ધી કેટલીક સૂચનાઓ આપવા ઉપરાત આત્મગોષ્ટિ, બાર ભાવના ધર્મના રસ્તા, બાર નિયમો વગેરે દરરોજ પાઠ કરવા યોગ્ય વિષયોનો સમાવેશ કરવામા આવ્યો છે મૂલ્ય ૦–૩–૦.

(૨૪) **ધર્મસિંહ બાવની**—પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૧ પ્રત ૧૫૦૦.

મર્હુમ મહાત્મા શ્રી ધર્મસિંહજીના ઉપદેશી અને હૃદયભેદક કાવ્યો વિવેચન સહિત આ પુસ્તકમા આપવામા આવ્યા છે. ઉપરાત તેમના જીવનની ટુકી વિવેચનાત્મક સમીક્ષા પણ આપવામા આવી છે. મૂલ્ય ૦–૪–૦

(૨૫) **જૈન સમાચાર ગદ્યાવલિ,** ખડ ૧–૨–પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૨ પ્રત ૧૫૦૦ ('જૈન સમાચાર' પત્રમાથી ચૂટી કહાડેલા લેખો)

(૨૬) **જૈન સમાચાર ગદ્યાવલિ,** ખંડ ૩–૪—પ્રથમ આવૃત્તિ. સન ૧૯૧૨ પ્રત ૧૫૦૦. મૂલ્ય ૦–૮–૦.

(૨૭) **જૈન સમાચાર ગદ્યાવલિ,** ખંડ ૫–૬—પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૨. પ્રત ૧૫૦૦. મૂલ્ય ૦–૮–૦.

(૨૮) **જૈન સમાચાર ગદ્યાવલિ,** ખંડ ૭–૮—પ્રથમ આવૃત્તિ. સન ૧૯૧૨ પ્રત ૧૫૦૦' મૂલ્ય ૦–૮–૦.

(૨૯) **જૈન સમાચાર ગદ્યાવલિ,** ખંડ ૯–૧૦—પ્રથમ આવૃત્તિ. સન ૧૯૧૩ પ્રત ૧૫૦૦. મૂલ્ય ૦–૮–૦.

(30) **શ્રાવિકા ધર્મ**—પ્રથમ આવૃત્તિ- બીજી આવૃત્તિ સન ૧૯૧૬ પ્રત ૪૦૦૦ ત્રીજી આવૃત્તિ-

આ ન્હાનકડા પુસ્તકમા ધર્મ અને વ્યવહારનું સાચુ સ્વરૂપ ટુકા ટુકા સૂત્રો વડે, સરળ ભાષામા આપેલું છે. દરેક કન્યા, દરેક પત્ની અને દરેક માતાએ અવશ્ય વાચવા યોગ્ય છે. મૂલ્ય ૦–૧–૦.

(૩૧) **આર્યનારી ધર્મ**—પ્રથમ આવૃત્તિ. પ્રત ૬૦૦૦' બીજી આવૃત્તિ: સન ૧૯૨૯ પ્રત ૪૦૦૦' મૂલ્ય ૦–૧–૦

(૩૨) **ઉતરાધ્યયન સૂત્ર**—સન ૧૯૧૨.

(૩૩) **દશ વિકાલીક સૂત્ર**—સન ૧૯૧૨'

(૩૪) **દીક્ષા કોને આપી શકાય?**—સન ૧૯૧૩'

આ પુસ્તકમા જૈન સૂત્રોના આધારે દીક્ષાની યોગ્યતા સબધમા જુદા જુદા વિદ્વાનો અને મુનીરાજોના અભિપ્રાયો આપવામા આવ્યા છે.

(૩૫) **તીર્થોના ઝઘડા મટાડવા માટે અપીલ**—સન ૧૯૧૭

શ્વેતામ્બર-દિગમ્બર જૈનોમા ચાલતા તીર્થોના ઝઘડાનો અત લાવવા માટે શ્વેતામ્બર-દિગમ્બર અગ્રેસરોની સહીઓ સાથે જૈન જનતાને કરવામા આવેલી આ અપીલની હજારો પ્રત વિના મૂલ્ય વ્હેચવા માટે પ્રગટ કરવામા આવી હતી.

(૩૬) **પર્યુષણ પર્વ** અથવા **પવિત્ર જીવનનો પરિચય**—સન ૧૯૧૯ પ્રત ૨૦૦૦ વિના મૂલ્ય પ્રચારાર્થે એક **ખોજા** ગ્રહસ્થે પ્રગટ કરેલા આ પુસ્તકમા પર્યુષણનો અર્થ અને આશય, શા માટે અમુક માસ અને અમુક તિથિ જ એ તહેવાર માટે નિર્માણ કરી હશે તેના સભવિત કારણો, પવિત્ર જીંદગી અને ઉચ્ચ જાતિનો સબધ, પવિત્ર જીદગીના પાયારૂપ તત્ત્વો દાન, શીલ, તપ, ભાવના; દાનનુ રહસ્ય; શીલ અથવા બાર વ્રતોનુ વ્યવહારૂ સ્વરૂપ અને મર્યાદા, વૈદક શાસ્ત્ર અને સાયન્સના આધારે તપની તપાસ અને વિધિ, અભ્યતર તપની ખૂબીઓ, ભાવનાનું સ્વરૂપ; સામાયિક, પ્રતિક્રમણ, પોષધ આદિ ક્રિયાઓ સબધી રહસ્યજ્ઞાન ઇત્યાદિ અનોખા પ્રશ્નોની ચર્ચા આપવામા આવી છે

(૩૭) **મહાવીર મીશન**--સન ૧૯૧૩

(૩૮) **મહાવીર કહેતા હવા** અથવા **વીસમી સદીના હિંદ** માટે **નૂતન રાષ્ટ્રિય ગીતા**–પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૧ પ્રત ૭૦૦૦.

નવયુગના માનવ માટે અતકરણ ઘડનાર હથોડો અથવા સિંહનાદ, કૈવલ્ય અને મૂક્તિનો મત્ર, કૂદકા મારતી–ઉભરાઈ જતી શક્તિ અને જીવનશાસ્ત્રનો શિક્ષક તેમજ રાજકીય અને આધ્યાત્મિક સ્વરાજ્યની ચાવીરૂપ આ પુસ્તક છે મૂલ્ય ૦–૪–૦.

(૩૯) **અસહકાર** (માનસશાસ્ત્રની દૃષ્ટિએ રાજકીય ઘટનાઓની ચિકિત્સા)—પાચ આવૃત્તિ સન ૧૯૨૧ કુલ ૨૨૦૦૦ પ્રત.

**વિના મૂલ્ય વહેંચવા** માટે પ્રગટ કરાયલા આ પુસ્તકમા 'અસહકાર'ની અનોખી સમજાવટ તદ્દન સ્વતત્ર રીતે આપવામા આવી છે. મનુષ્ય અને બનાવોના હૃદયને પિછાનવાની વિદ્યા તેમજ રાજદ્વારી કુનેહ અને સ્વતત્રતાની ચાવી અનોખી રીતે દર્શાવેલી છે. વિશેષ સમજૂત માટે રમુજી કથાઓ પણ આપવામા આવી છે.

(૪૦) Political Gita—પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૧, પ્રત ૫૦૦૦.

દુનિયાભરના વિચારકો, ચિંતકો, રાજદ્વારીઓ અને ફીલસુફોને **વિના મુલ્યે** આપવા માટે પ્રસિદ્ધ કરેલા આ અગ્રેજી પુસ્તકમા માનસશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્રની દૃષ્ટિએ રાજકીય ઘટનાઓ પર, દુનિયાની હાલની સ્થિતિપર, અસહકારના ધર્મયુદ્ધ પર અને સભવિત ભવિષ્ય પર પ્રકાશ નાખવામા આવ્યો છે દુનિયાના માત્ર સુશિક્ષિત જનોમા વિના મૂલ્ય પ્રચાર માટે પ્રગટ થએલા આ પુસ્તકની ઉત્તમતા માટે જગતભરમાથી રાજદ્વારીઓ, પત્રકારો, ચિંતકો અને ફીલસુફોના અભિપ્રાય મળેલા છે. પૃષ્ટ સખ્યા ૨૧૬

(૪૧) **મૃત્યુના મ્હોંમાં અથવા અમૃતલાલનું અઠવાડિયું**—પ્રથમ આવૃત્તિ : સન ૧૯૨૧ , પ્રત ૪૦૦૦.

સ કટ સિવાય બીજી કોઇ ચીજ મનુષ્યના હૃદયને પલટો આપી શકતી નથી અને હૃદયના પલટા પછી મનુષ્ય માત્ર એક અઠવાડીઆ જેટલા ટુક સમયમા કેવા દિવ્ય પરાક્રમ કરી શકે છે તે બતાવનારી અને એક મહાત્મા, એક મીલમાલેક તથા એક સાયન્ટીસ્ટ મુડદાલ હિંદનો પુનરૂદ્ધાર કેવી રીતે કરે છે, તે કહેનારી અદ્દભૂત કથા

મીલોના પોકળ કેમ સુધરે, મહાત્માનો સર્વ પ્રજા જોગ ઢઢેરો, ડયુક ઓફ કૉનૉટ મહાત્માની મૈત્રી માગે છે, દવા વગરનું નૂતન આરોગ્ય ભવન, શક્તિશાસ્ત્રના અમોઘ સૂત્રો, તમામ ધર્મોને જગાડનાર નૂતન ધર્મ, જ્ઞાતિ અને શિક્ષણના પ્રશ્નોનો ઉકેલ અને દુનિયાનુ ભવિષ્ય વગેરે બાબતો ગાધીયુગની શરૂઆતમા લખાએલી આ કથામા જોશો આ પુસ્તકમા આપેલુ દુનિયાનુ ભવિષ્ય આજે તદ્દન ખરૂ પડતુ જોવામા આવે છે. મૂલ્ય ૧–૦–૦ રખાયુ હતુ.

(૪૨) **મસ્ત વિલાસ**—પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૫ પ્રત ૨૦૦૦.

આ પુસ્તકમા મ્હારૂ સ્વપ્ન, ખેડુતનુ ભૂત, ચોવીસ કલાકની મહેતલ, આ ખરૂ કે તે !, શાહી ફકીર, ખુદાથી હઠ કરનારો ફકીર, ચૌદ ભૂવનની બાદશાહી માટે તપ, નાનકની નવાઇઓ, બાલ ખેડુત અને બાલયોગી, કષ્ટ સિવાય જ્ઞાન નહિં, ભક્ત કન્યા, સશક્તની સ્વત ત્રતા, રામાયણ તો મ્હારી જીવન કથા છે વગેરે વગેરે જીવનશક્તિઓનું જ્ઞાન તથા ખીલવટ કરાવવાના આશય પૂર્વક યોજાયલી ૨૫ તત્વજ્ઞાનથી ભરપૂર કથાઓ આપવામા આવી છે. આ પુસ્તક જે કોઈને **મફત લેવું ન પરવડે** તેવાઓ માટે પુસ્તકનું મૂલ્ય રૂા ૩–૦–૦. રખાયુ હતુ.

(૪૩) **તમામ હિંદી કોમોને ચેતવણી**—સન ૧૯૨૭ પ્રત ૨૦૦૦.

હિંદની તમામ કોમોનો હ્રાસ કેમ થઇ રહ્યો છે અને તે કઇ રીતે અટકાવી શકાય તેની ટુકી અને ટચ વાત આ ન્હાની પુસ્તિકામા આપેલી છે

(૪૪) **ઉદેપુરનો હત્યાકાંડ**—પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૭

(૪૫) **જૈન દીક્ષા**—પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૫ પ્રત ૨૦૦૦.

જૈન દીક્ષાના પ્રશ્નનો દરેક મનુષ્ય જાતે જ ઉકેલ કરી શકે એવો પ્રકાશ ફેકવાનો તથા જાહેર પ્રજાને તેમજ જૈન કહેવાતાઓને જૈન ધર્મ તથા સમાજની સ્થિતિનો ખ્યાલ અને જૈન તાલીમનું રહસ્ય બતાવવાનો અને તે દ્વારા સઘળી કોમોનું ઘર તપાસવા અને સુધારવાની કલા શિખવવાનો એક પ્રયત્ન. મૂલ્ય ૨–૦–૦.

## વા. મો શાહકૃત પ્રસિદ્ધ થયેલાં હિંદી પુસ્તકો.

ससारमें सुख कहाहै ? भाग १, २—સન ૧૯૧૧, પ્રત ૧૫૦૦.
नमीराज ( नॅवेल )—
सच्चे सुखकी कुजियाँ—
सात रत्नों—બીજી આવૃત્તિ, સન ૧૯૦૮. પ્રત ૧૫૦૦
जैनशास्त्रमाळा खड-१ ला—પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૧ પ્રત ૧૫૦૦.
,, खड-२ रा— ,, ,,
ऐतिहासिक નોધ—
साधु परिषद्की रिपोर्ट—સન ૧૯૧૧ પ્રત ૧૫૦૦
सद्गुण प्राप्तिके उपाय—
महात्मा कबीरके उपदेशी पद भाग १ ला—
,, भाग २ रा—
तीर्थोंकि जगडे मिटानेके लिए अपील—સન ૧૯૧૭.
श्वे सा जैन कॉन्फरन्स के चतुर्थ सम्मेलनका सम्पूर्ण अहेवाल—
ज्ञान दीपक—

## વા. મો શાહકૃત અપ્રગટ પુસ્તકો.

(૧) સરળ અંગ્રેજી વ્યાકરણ
(૨) મ્હારો જેલનો અનુભવ
(૩) નગ્ન સત્ય
(૪) માયાની છાયામાં
(૫) પ્રગતિના પાદચિન્હો અથવા અનુભવના ઓડકાર.
(૬) મુંઝાઈ પડેલી દુનિયા.
(૭) જૈન દીક્ષા ભાગ ૨ જો.
(૮) આર્યધર્મ અથવા વીસમી સદીના આર્ય અને આર્યા ઘડનાર સંસ્કાર
(૯) એક
(૧૦) કબીરનાં આધ્યાત્મિક પદો ખંડ ૩

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૬૧

# અનુક્રમણિકા


(૧) પરમેશ્વરની વાતો .. . ... .. ૧૭
(૨) જીવની વાતો .. ... .. ... ૩૩
(૩) ક્ષણનો પણ પ્રમાદ ન કરશો... ... ... ૩૯
(૪) માયાની વાતો ... .. ... .. ૪૦
(૫) કાળની વાતો ... .. ... ... ૪૮
(૬) બહારના પરમેશ્વરથી ઠગાતા નહિ ... ... ૫૭
(૭) ભક્તિ કેવી રીતે કરશો ? ... ... ... ૬૧
(૮) સાધુ કોને કહેવા? ... ... ... ૬૫
(૯) સાધુ થવું કાંઈ રસ્તામાં પડયું નથી ... .. ૭૪
(૧૦) 'કહેણી' સાથે 'કરણી' અથવા 'જ્ઞાન' સાથે 'ક્રિયા' ૭૭
(૧૧) મગજની પંડિતાઈ વિરૂદ્ધ હૃદયની પવિત્રતા ... ૯૦
(૧૨) રામ ક્યહાં વસે છે ? ... ... ... ૧૦૩
(૧૩) ત્હને આત્મતત્ત્વ કોણ ઓળખાવશે ? ... ૧૦૫
(૧૪) સંસારમાં સુખ ક્યહા છે ? .. ... ... ૧૦૮
(૧૫) ગુરૂ મહાત્મ્ય અને સત્સંગ ... ... .. ૧૧૭
(૧૬) મનમહાત્મ્ય અને મન વશીકરણ ... .. ૧૨૪
(૧૭) શબ્દ .. ... ... ... ... ૧૪૦
(૧૮) દાન ... ... .. ... .. ૧૪૪
(૧૯) ધૈર્ય . ... .. ... . ૧૪૮
(૨૦) અહંકાર છોડો—નમ્ર બનો .. ... ... ૧૫૬




# (૧) પરમેશ્વરની વાતો.

૧

ધરતીકો કાગજ કરૂ, કલમ કરૂં બનરાય;
સાત સમુદર સ્યાહી કરૂ, હરિગુન લિખ્યો ન જાય. ૧
ભારી કહૂં તો મૈં ડરૂં, હલકા કહૂં તો જૂઠ;
મૈં ક્યા જાનૂં રામકો ? નૈનોં કબહું ન દીઠ. ૨
ઐસા કોઇ ન મિલા, ઘટમે **અલખ** લખાય;
બિન બતી બિન તેલકે, જલતી જોત [illegible]ખાય. ૩

---

(૧) એકદર જમીનને કાગળ રૂપે વા[illegible] એકદર 'વનરાય' અથવા અઢાર ભાર વનસ્પતિની કલમ બનાવું તથા સાત સમુદ્રના પાણીને શાહી તરીકે વાપરૂ—એટલો બધો પ્રયાસ કરૂં તો પણ (ઇન્દ્રિયોની શક્તિથી પર એવા) હરિ–પરમાત્માનો ખ્યાલ આપી શકાય નહિ,

(૨) પરમાત્મા 'ભારે' છે એમ કહું તો હું જ ડરી જાઉ; 'હલકા છે એમ કહું તો ત્હેમનુ ઉપહાસ્ય કરાવવા બરાબર થાય. (આખ વગેરે ઇન્દ્રિયોની શક્તિથી પર એવા) આત્મારામને (સ્થૂલ આંખોથી) મ્હે કદી દીઠા જ નથી તો પછી હું રામની વાત શુ જાણુ ?

(૩) આત્મારામને 'અલખ' કહેવાય છે—તે લખી શકાય તેમ નથી પણ ઘટમા—હૃદયમા તો તે લખી શકાય અને ઘટમાં લખાયલા તે 'અલખ'ને વાચવા માટે (ભોયરા જેવા ઘટમા અંધારૂં હોય એટલા માટે) દીવાની જરૂર છે, કે જે દીવામાં બત્તી (દીવેટ), તેલ કે જ્યોત કાઇ હોય નહિ આવા દીવા વડે ઘટના ભોયરામા અલખને વાચી શકે એવા કોઇ મ્હને મળ્યા નહિ!

દેખા હૈ વો કિસે કહૂં, કહે કૌન પતિથાય ?
જૈસેકે તૈસે હરિ, હરખ હરખ ગુન ગાય. ૪

સાહબ ! તેરી સાહબી, સબ ઘટ રહી સમાય;
જ્યોં મેંહદીકે પાતમેં, લાલી લખી ન જાય. ૫

૨

માલક બિન ખાલી નહીં, સુઈ ધરનકો ઠૌર;
આગે પીછે રામ હૈ, રામ બિના નહીં ઔર. ૧

જ્યોં નૈનનમે પૂતલી, ત્યોં માલક ઘટ માંય;
ભોલે લોક ન જાનતે, બાહિર ઢૂઢન જાય. ૨

કસ્તૂરી નાભિ વિષે, મૃગ ઢૂંઢે બન માહિં;
ઐસે ઘટ ઘટ રામ હૈ, દુનિયા દેખે નાહિં ! ૩

---

(૪) મ્હે આત્મારામને જોયા છે એમ ત્હમને કહુ તો ત્હમે પૂછશો કે. ત્યહારે તે કેવા છે ? હુ કહેવાની કોશિશ પણ કદાચ કરૂં, પરન્તુ મ્હારી વાત માનશે કોણ ? એ અદ્‌ભૂત વાતોને લોકો વ્હેમ—ઘેલછા કે ચક્રમપણામાં ખપાવે છે.) માટે ટુંકમાં જ જવાબ આપુંછું કે, "હરિ જેવા છે તેવા છે." એટલુ જ મ્હોઢેથી બોલીને હું મનમાં જ રાજી થઇને ગુણ ગાયાં કરૂં છું

(૫) મ્હારા આત્મારામ સાહેબની સાહ્યબી કેટલી છે એમ ત્હમે પૂછતા જ ના, એ તો ઘટઘટ (સર્વત્ર) વ્યાપી રહી છે શું મેદીનાં પાંદડામાં લાલી કોઇ અમુક જગાએ જ રહેલી છે કે !

(૨) ભોળા એટલે અક્કલ વગરના લોકો રામને **બહાર** ઢૂઢવા દોડે છે—પણ તે તો જેમ આખોમા પૂતળી (કીકી) છે તેવી રીતે ભીતરમાં જ છે.

જાકો આડા અંતરા, તાકો દીસે ન કોય;
જાન બૂઝ જડ હો રહે, બલ તજ નિર્બલ હોય. ૩

ભટક મુઆ ભેદૂ બિના, કૌન બતાવે ધામ ?
ચલતે ચલતે જુગ ગયો, **પાવ કોસ પર ગામ !** ૪

બસત કહાં ઢૂંઢે કહાં ? કિસ બિધ આવે હાથ ?
કબીર ! તબ હી પાઇયે, જબ ભેદૂ લીજે સાથ ૫

---

(૩) આંખ આડા પડદા રાખીને જ ફરવાનું જેને મન થતું હોય ત્હેને શું દેખાય ? જાણી જોઈને-પોતાની રાજીખુશીથી જ જે 'જડ' રહેવા ઇચ્છે અર્થાત્ જડભાવમાં જ મચ્યો રહે તે માણસને આત્માનું અગાધ બલ ( છતું પાસે છતા ) છે નહિ એવુ ભાસે એમા કોનો દોષ ? આત્મભાવ ભૂલી જડભાવમાં જ રહેનાર માણસ આત્મબલના વારસાનો હક્ક જાણી જોઇને જ ગુમાવે છે.

(૪) અરેરે ! આજ સુધી માત્ર એક ભેદુ, જાણકાર પુરૂષ અથવા ' ભોમીઆ ' અથવા ગુરૂ ' વગર હું નકામો જ ભટકી મુઓ ! મ્હને કોણ 'ધામ' (goal) બતાવે ! ચાલતાં ચાલતા અનેક યુગ વીતી ગયા છતા ' ધામ '–લક્ષ્ય સ્થળ–રામધામ–મોક્ષપુરી એવી ( સ્થૂલ જગાને નામે ઓળખાતી ) દશાને પ્રાપ્ત કરી શકયો નહિ પણ હવે માલમ પડે છે કે હું જ્યહાથી નીકળ્યો ત્યહાંથી તે 'ધામ' તો૦। કોશ જ દૂર હતુ ! અને હું નકામો જ ભટકયો ! ( અરે પા કોશ જેટલુ પણ દૂર એ સ્થળ નથી, અનંતા યુગ સુધી ચાલવાથી જેટલો રસ્તો કપાય તે બધા કોશના પ્રમાણમા ૦। કોશ એક તદ્દન નિર્માલ્ય ચીજ છે, માટે ૦। કોશ તો સંજ્ઞાસૂચક શબ્દ છે, બાકી એ ધામ તો એટલું નજીક છે કે સંકલ્પ કરો કે ત્યહા પહોચ્યા જ છો ! )

સાંઈ તેરા તુજમેં રહે, જ્યોં પત્થરમેં આગ;
જોત સરૂપી રામ હૈ, ચિત ચકમક હો લાગ. ૮

૩

પરદેશે ખોજન ગયા, ઘર હીરાકી ખાન;
કાચ-મની ના પારખે, ક્યોં હરિકો પહચાન? ૧
મૈં જાનૂ હરિ દૂર હૈ, હરિ હિરદોંકે માંહિં;
આડ઼ી-ટેડી કપટકી, તાસે દીસત નાહિં. ૨

---

'પવિત્ર કરનાર' ગણાય છે.) જો ચિત્તમા બરાબર રીતે રામના નામની આગ ન સળગે અને 'ધૂંધવાતુ' રાખવામા આવે અર્થાત્ ઘડીભર રામનું નામ સ્મરી પછી વિષયવિકારમાં રમ્યાં કરે તો એવા માણસના ચિત્તમા 'ભડકો' ન થાય એટલે કે રામ પ્રગટ થાય નહિ, પણ 'ધૂણી-ધૂમાડો' થાય એટલે કે સકલ્પવિકલ્પ અને ઉદ્વેગ એ જ પરિણામ આવે અર્ધદગ્ધની દશા દયાજનક છે એમ બતાવે છે મતલબ કે આત્મારામની પવિત્રતાનો ખ્યાલ અહોનિશ નજર સામે રાખીને જ આહાર-વિહાર આદિ ક્રિયા કરવી, કશામાં લુબ્ધ થવું નહિ 'આ કામ રામ પોતે કરે ખરા કે?' એવો વિચાર કરીને વર્તવાથી રામમા જ રમ્યા ગણાશે

(૧) સાચા હીરાની ખાણ તો પોતાના જ ઘરમાં છે, છતા જે અબૂઝ પરદેશમા હીરા શોધવા જાય છે, જેને કાચ અને મણીનું પારખુ નથી તેવા માણસ હરિને શું પીછાનવાના હતા?

(૨) પ્રથમ હુ અજ્ઞાન હતો તેથી જાણતો હતો કે હરિ કોઇ દૂરની જગાએ બેસી રહ્યા હશે, પણ હવે મ્હને પ્રત્યક્ષ ભાન થયું કે હરિ તો હૃદયની અંદર જ છે, આડીઅવળી (ભૂલભૂલામણી વાળી) કપટમયી વર્તણુકથી (તૈજસ્ શરીરના-સ્વાર્થમયી ઇચ્છાઓના પડદાથી) હરિ દેખી શકાતા નથી; બાકી છે તો અહીં જ.

જાકો આડા અંતરા, તાકો દીસે ન કોય;
જાન બૂઝ જડ હો રહે, બલ તજ નિર્બલ હોય. ૩

ભટક મુઆ ભેદૂ બિના, કૌન બતાવે ધામ?
ચલતે ચલતે જુગ ગયો, **પાવ કોસ પર ગામ!** ૪

બસત કહાં ઢૂંઢે કહાં? કિસ બિધ આવે હાથ?
કબીર! તબ હી પાઇયે, જબ ભેદૂ લીજે સાથ ૫

---

(૩) આંખ આડા પડદા રાખીને જ ફરવાનુ જેને મન થતું હોય ત્હેને શું દેખાય? જાણી જોઈને–પોતાની રાજીખુશીથી જ જે 'જડ' રહેવા ઇચ્છે અર્થાત્ જડભાવમાં જ મચ્યો રહે તે માણસને આત્માનું અગાધ બલ ( છતું પાસે છતા ) છે નહિ એવુ ભાસે એમા કોનો દોષ? આત્મભાવ ભૂલી જડભાવમા જ રહેનાર માણસ આત્મબલના વારસાનો હક્ક જાણી જોઇને જ ગુમાવે છે.

(૪) અરેરે! આજ સુધી માત્ર એક ભેદુ, જાણકાર પુરૂષ અથવા 'ભોમીઆ' અથવા ગુરૂ' વગર હું નકામો જ ભટકી મુઓ! મ્હને કોણ 'ધામ' (goal) બતાવે! ચાલતા ચાલતા અનેક યુગ વીતી ગયા છતા 'ધામ'–લક્ષ્ય સ્થળ–રામધામ–મોક્ષપુરી એવી ( સ્થૂલ જગાને નામે ઓળખાતી ) દશાને પ્રાપ્ત કરી શકયો નહિ પણ હવે માલમ પડે છે કે હું જ્યાંહાથી નીકળ્યો ત્યાંહાથી તે 'ધામ' તો ૦। કોશ જ દૂર હતુ! અને હું નકામો જ ભટકયો! ( અરે પા કોશ જેટલુ પણ દૂર એ સ્થળ નથી; અનંતા યુગ સુધી ચાલવાથી જેટલો રસ્તો કપાય તે બધા કોશના પ્રમાણમા ૦। કોશ એક તદ્દન નિર્માલ્ય ચીજ છે, માટે ૦। કોશ તો સંજ્ઞાસૂચક શબ્દ છે, બાકી એ ધામ તો એટલું નજીક છે કે સંકલ્પ કરો કે ત્યાંહા પહોચ્યા જ છો!)

જા કારન હમ ઢૂઢતે, (ઔર) કરતે આસ-ઉમેદ;
સો તો અંતરગત મિલા, ગુરૂમુખ પાયા ભેદ. ૬

હીરા હરીકા નામ હૈ, હિરદા અંદર દેખ;
બાહર ભીતર ભર રહા, ઐસા અગમ અલેખ. ૭

૪

કબીર ! હદકે જીવકો; હિતકર મુખ ના બોલ;
જો હૃદ્ લાગા બેહદસે, તાસે અંતર ખોલ. ૧

---

(૬) જેને કારણે એટલે જેને માટે હુ ઘરોઘર ભટકતો હતો અને અનેક તરેહની આશા અને ઉમેદો કરતો હતો તે તો છેવટે મ્હારા અતર રૂપી પટારામા જ **પ્રગટ** થયા ! પણ જ્યહારે ગુરૂ મળ્યા ત્યહારે જ મ્હે એમને પીછાન્યા–ત્યહારે જ હુ ભેદ પામ્યો.

(૭) ત્હારા હૃદયની અંદર જ જોવાની દરકાર કર, તેથી ત્હને હરિ રૂપી સાચો હીરો જડી આવશે. અને એક વાર હૃદયમાં તે પ્રકાશ પ્રકટ થયો એટલે પછી જાણજે કે અદર તેમજ બહાર હરિને જ જોવાશે. બાકી તો હરિ અગમ્ય ( અક્કલમા ન આવે એવું ) અને અલેખ ( લખ્યુ લખાય નહિ–વર્ણવી શકાય નહિ એવુ) તત્ત્વ છે તે માત્ર્ નિર્મળ વર્તન અને નિઃસ્વાર્થ પ્રેમ દ્વારા જ **પ્રગટ કરી શકાય**, અને એનુ **ભાન** ( realization ) જ થઇ શકે, **બ્યાન** ન થઇ શકે, કારણ કે ઇન્દ્રિયોથી પર છે

(૧) જેઓ ' હદના જીવ ' છે અર્થાત્ હદવાળી–મર્યાદાવાળી એટલે કે પુદ્ગલીક ચીજો પર જ જેનો જીવ લાગી રહ્યો છે તેવા મનુષ્ય આગળ, હે કબીર ! હિતબુદ્ધિએ પણ મ્હોઢેથી તત્ત્વની વાત તુ કહેતો ના ત્હારૂ અંતર માત્ર તેવા પુરૂષ પાસે જ ખોલજે કે જેમનું હૃદ્ એટલે અંતઃકરણ ' બે–હદ ' એટલે હદવગરના–સીમા વગરના

હદમેં રહે સો 'માનવી', બેહદ રહે સો 'સાધ';
હદ–બેહદ દોનો તજે, તાકા મતા અગાધ! ૨
હદ છાંડી બેહદ ગયા, અવર કિયા વિશ્રામ,
**કબીરા જાસોં મીલ રહા,** સો કહિયે નિજ કામ. ૩
હદમેં બેઠે કથત હૈ, બેહદકી ગમ નાહિ;
બેહદકી ગમ હોય તબ, કથનેકો કછુ નાહિ ૪

—આત્મિક તત્ત્વ પર લાગેલુ હોય. (આત્મજ્ઞાનની પૂરી ગરજ હોય એવા પાસે જ આવી વાતો કરજે, બીજા પાસે બોલીશ તો નાહક મશ્કરી થશે )

(૨) સામાન્ય માનવી, સાધુ અને અબધૂતની વ્યાખ્યા આપતા કહે છે કે, હદવાળી—આકારવાળી ચીજોમા જ જેનુ મન લાગેલું છે, જેની બુદ્ધિ હદ વગરની ચીજોમાં જઈ શકતી જ નથી ત્હેને 'માનવી' કહેવો. અને હદ વગરના તત્ત્વ–અમર્યાદ ચેતનમય પોલાણુ —પરબ્રહ્મમા જેનુ 'ભાન' (consciousness) જઈ શકેછે (સમાધિ-દ્વારા ) તે 'સાધુ' સમજવો, અને હદ–બેહદ સર્વના ભેદ વગરનો જે બની જાય એને 'અબધૂ' કહેવો

(૩) જે જિવાત્મા હદવાળા 'ભુવન' ( place ) ને છોડી હદ વગરના ભુવનમાં જાય છે અને ત્હાં જ 'અવર' એટલે બીજુ ઘર કરે છે તથા ત્હા પરબ્રહ્મ સાથે મ્હારી પેઠે ભળી જાય છે તેણે પોતાનું કામ કર્યું સમજવુ એ કામ પોતા માટે પોતે જ કરી શકે, બીજો આપણે માટે તે કામ કરી ન શકે

(૪) સ્થૂલ સૃષ્ટિમા જીવનારો માણસ હદ વગરના તત્ત્વની–પરબ્રહ્મની–પરમેશ્વરની ગમ ન હોવા છતા બેઠાબેઠા ટાઢા પહોરના તડાકા મારેછે કે ઇશ્વર આવા હોય, તેવા હોય વગેરે .જ્યારે તે જ માણસને 'બેહદ' ની ગમ પડશે ત્હારે તે કાંઇ બોલશે જ નહિ, તે તો મનમાં જ સમાઇ જશે. એ દશાવાળો બોલે શુ અને જતું કરે શું ?

૫

દેખન સરખી બાત હૈ, કહન સરીખી નાહિં;
ઐસા અદ્‌ભૂત સમઝકે, સમઝ રહે મન માંહિં. ૧
બિન ધરતીકા ગામ હૈ, બિના પંથકા દેશ;
બિના પિંડકા પુરૂષ હૈ, કહે કબીર ઉપદેશ. ૨
કબીર ચલકર જાય વહાં, પૂછ લિયા એક નામ;
ચલતા ચલતા તહાં ગયા, ગામ નામ નહિં ઠામ ! ૩
કૌતુક દેખા દેહ બિન, રવિ શશી બીના ઉજાસ;
સાહેબ સેવામેં રહે, બેપરવાહી દાસ. ૪

(૧) ચેતનનાં—પરમાત્માના દર્શન કરવા એ તો **'દેખવા'ની** વાત છે—**'કહેવાની'** વાત નથી **અનુભવ** (Realization) ની વાત છે, **અનુમાન** ( conjecture ) ની નહિ.

(૨) કોઈ સાધુના દર્શન કરવાને કોઇ ગામ આપણે જઈએ તો તે ગામ, ત્ય્હા જવાનો રસ્તો અને તે સાધુના શરીરની એધાણી વગેરે પૂછીને ગમે તેટલે દૂર પણ જઇ શકીએ પરન્તુ પરમેશ્વરનાં દર્શન માટે નીકળી પડેલા કબીરજી કહે છે કે હુ યાત્રાએ તો જાઉ છુ પણ એ પરમેશ્વરને કોઇ શરીર નથી તો પત્તો શી રીતે લાગશે ? વળી જ્ય્હા તે છે ત્ય્હા કોઇ જમીન નથી તો પછી રસ્તો કે સડક ક્ય્હાથી જ હોય ?

(૩) તેમ છતાં યાત્રાએ નીકળતી વખતે મ્હેં માત્ર ત્હેમનુ નામ પૂછી લીધુ અને આગળ ને આગળ ચાલવા જ માડયુ, અર્થાત્ ધ્યાન ધર્યા કર્યું—નામ જપ્યા કર્યું તેમ કરતાં કરતાં હુ તો એક દિવસ ત્ય્હા જ જઈ પુગ્યો ! પરન્તુ આશ્ચર્ય—અત્યત આશ્ચર્ય કે ત્ય્હાં ન મળે કોઈ ગામ, ન મળે કોઈ જમીન, કે ન મળે કોઇ નામ પણ !

(૪) હું પરમાત્માની યાત્રાએ નીકળ્યો તે સ્થૂલ શરીરથી નહિ; પણ સૂક્ષ્મ શરીરથી જ. (સ્થૂલ) આખો વગર જ મ્હે ત્ય્હાં કૌતક

ધરતી ગગન પવન નહિં, નહિં તૂંબા નહીં તાર;
તબ હરિકે હરિજન હુતે, કહે કબીર વિચાર. ૫

દેખા એક અગમ ધની,* મહિમા કહી ન જાય;
તેજ-પુંજ પરગટ ધની, મનમે રહા સમાય. ૬

દીપક દેખા જ્ઞાનકા, પેખા અપરમ દેવ;
ચાર વેદકો ગમ નહીં, તહાં કબીરા સેવ ૭

ઐકુંઠસે પર બસત હૈ, મેરા સાહબ સોય,
જાકે રૂપ ન રેખ હૈ, સો અતર મિલ્યા હૈ મોય. ૮

'મૈં' થા વહાં તક 'હરિ' નહી, અબ 'હરિ' હૈ 'મૈં' નાહિં;
સકલ અંધેરા મિટ ગયા, દીપક દેખા માંહિ. ૯

---

જોયુ, તે એ કે ત્યહા જો કે સૂર્ય કે ચદ્ર તો હતા જ નહિ તો પણ ઉજાસ પુષ્કળ હતો પછી હું તે પરમેશ્વરની સેવામા રહ્યો 'સેવા' Service—પરમાર્થ એ જ મ્હારો ' ધર્મ ' એમ મ્હેં નિશ્ચય કર્યો, તથા આ દાસ 'બેપરવાહી' બન્યો, સુખ—દુઃખની પરવાહ વગરનો થયો.

(૫) જે વખતે પરબ્રહ્મમાથી સૃષ્ટિનો પરપોટો નીકળ્યો ન હતો અર્થાત્ ધરતી–ગગન–પવન–તુબા–તાર વગેરે કાંઈ ઉદ્ભવ્યુ ન હતુ તે વખતે પણ હરિજન–પરમેશ્વરનો ભક્ત તો હતો જ ( અહી આત્માના અનાદિ ગુણનું તત્ત્વ સૂચવ્યુ છે પણ ત્હેનો ખુલાસો કરવાને એક આખા પુસ્તકની જરૂર પડે, )

* ધણી એટલે **માલીક**, **પરમેશ્વર**, **સાહેબ**, Lord.

(૯) 'મૈ' અથવા 'હુ' એવો ભાસ જ્યહા સુધી મ્હારામા હતો ત્યહા સુધી હરિ મ્હારાથી દૂર હતા, પણ હવે જ્યહારે ' હરિ ' મ્હારામા પ્રકટ થયા ત્યહારે 'હું' પણ ઉભુ રહ્યું નથી ' હું ' પણ અને 'હરિ' બે એક જગાએ રહી શકે જ નહિ

ગુન ઇંદ્રિય સહજે ગઈ, સદ્ગુરૂ ભયે સહાય;
ઘટમેં બ્રહ્મ બિરાજિયા, બક બક મરે બલાય ! ૧૦

૬

વિષયસે લગી પ્રીતડી, તબ હરિ અંતર નાહિં;
જબ હરિ અંતરમેં બસે, પ્રીતિ વિષયસે નાહિં. ૧

ભક્તિ બિગાડી કામિયા, ઇંદ્રિય કેરે સ્વાદ;
જન્મ ગમાયા બાધમેં, હીરા ખોયા હાથ. ૨

(૧૦) તમોગુણ, રજોગુણ અને સતગુણ એ ત્રણે ગુણ અને ઇન્દ્રિયો પણ **સ્વાભાવિક રીતે** ચાલી ગઇ, માત્ર સદ્ગુરૂ ( પરમાત્મ તત્ત્વનો **સાક્ષાત્કાર** કરાવી શકે એવા **અનુભવી** ગુરૂ ) ની કૃપા થઇ તેથી આ પરિણામ આપોઆપ–વગર પ્રયત્ને આવ્યું. ઘટમા બ્રહ્મ **પ્રગટ** થતાં હવે મ્હારી બલારાત બકબકાટ કરે છે !

(૧) જ્યહાં સુધી ઇન્દ્રિયોના વિષય પર પ્રીત લાગેલી રહે ત્યહાં સુધી અંતરમાં હરિ આવી શકે જ નહિ અર્થાત્ પ્રકટ થઇ શકે જ નહિ. ( તેથી ઉલટું ) જ્યહારે હરિ કોઇના અંતરમાં પ્રકટ થાય છે ત્યહારે ત્હેનું ચિત્ત ઇન્દ્રિયજન્ય સુખો તરફ ખેંચાવા પામતું નથી.

(૨) કામી એટલે ઇચ્છામાં રચ્યાપચ્યા રહેલ મનુષ્યોએ ઇન્દ્રિયજન્ય સુખોના સ્વાદમા પડીને ભક્તિને ભ્રષ્ટ કરી દીધી છે. ( જ્ઞાનયોગમાં અભિમાનનો ડર છે તેમ ભક્તિયોગમાં વિષયની ધાસ્તી રાખવી પડે છે, એ આ વાક્ય ઉપરથી સૂચિત થાય છે. ) હીરાને બદલે જેમ કોઈ કાચ વ્હોરી આવે તેમ મૂર્ખ માણસો ભક્તિને ખબર નહિ ઓળખવાથી ભક્તિને બદલે ભળતા જ કોઇ વિષયવિકાર નામના ગુણમાં ફસાઇ પડે છે જો ખરો હીરો—ખરી ભક્તિ જ શોધી કહાડે તો જન્મ સફળ થઈ જાય.

રામ હૈ વહાં કામ નહિં, કામ નહીં વહાં રામ;
દોનો ઇકઠે કયોં રહે, કામ રામ એક ઠામ ? ૩

(૩) એક મ્યાનમા બે તલવાર રહી શકે નહિ જે ખોળીઆમાં 'રામ' હોય ત્હાં 'કામ' અથવા ઇન્દ્રિયજન્ય સુખની ઇચ્છા સમાઇ શકે નહિ, અને જ્યહા 'કામ' છે ત્હાં 'રામ' આવવા નવરો નથી ! એક પગ ભક્તિમા અને એક ભાર્યામાં રાખવો પાલવે નહિ બે સ્ટૂલ વચ્ચે માણુસ જમીન પર પડે છે ! તથાપિ જેમ થોડી વારને માટે એક બકરી અને એક વાઘ બન્નેને એક વાસણુમાથી દૂધ પીતાં આપણે ('સરકસ'ના ખેલમા ) જોઇએ છીએ, તેમ જો માણુસ સસારમાં રહી સસારનાં કામકાજ મર્યાદામા રહીને—ત્હેમા રચ્યા-પચ્યા રહ્યા વગર—બજાવે તો ભક્તિને હુરકત આવે નહિ એક પાજરામાં બકરી અને વાઘ થોડી વાર રહી **શકે** એ વાત ખરી છે તો પણુ આ **શરત** યાદ રાખવાની છે કે, તેઓ એવી રીતે રહી શકે તે માટે ત્હેમને અગાઉ લાંબા વખત સુધી તાલીમ આપવી પડી હોય છે બકરીનુ **સ્વાભાવિક** બ્હીકણુપણુ અને વાઘનુ **સ્વાભાવિક** ક્રૂરપણું બન્ને ગુણોને અમુક વખતને માટે અંકુશમાં રાખવાની તાલીમ આપી હોય છે તેમ જ જો કોઇ મનુષ્યને જેટલો વખત તે ઘરસસાર ચલાવે તેટલો વખત, લુબ્ધતાનો સ્વાભાવિક જેવો થઇ ગયેલો ગુણુ અકુશમા રાખવાની તાલીમ અપાય અને તેવી તાલીમ મળ્યા **બાદ** જો તે સસારના કામકાજમા પડે તો તે **ભક્તિને** કશી હરકત ન આવે એવી રીતે વર્તન કરી શકે ખરો આવાને માટે પણુ એટલુ ધ્યાનમા રાખવાનુ છે કે, બકરી અને વાઘને **લાંબા વખત સુધી** ભેગા રાખી શકાય નહિ, માત્ર ટુંક વખતના નાટયપ્રયોગ માટે જ તેમ ( સહીસલામતીથી ) કરી શકાય, અને વળી એ ટૂંક પ્રયોગ દરમીઆન પણુ બન્ને વચ્ચે ચકમક ન ઝરે એ બાબત કાળજી રાખવા માટે ખાસ ચોકીદારો હથીઆર

૭

ચેતન ! ચોકી બૈઠ કર, મનમેં રાખો ધીર;
નિર્ભય હો નિઃશંક ભજ, કેવલ કહે કબીર. ૧
લૌ લાગી નિર્ભય ભયા, ભરમ ગયા સબ દૂર;
બન બનમેં ઢૂંઢે કહાં, રામ યહાં ભરપૂર ૨
સબ હી ભૂમિ બનારસી, સબ નીર ગંગા તોય;
જ્ઞાની આતમ રામ હૈ, જો નિર્મળ ઘટ હોય. ૩

---

સાથે ઉભા રાખવા પડે છે. વિવેક અને જ્ઞાનના ચોકીદારોને પોતાનાં તીવ્ર હથીઆરો સાથે ઉભા રાખીને જ રામ—કામને એક પીંજરમાં રાખવાનો ટૂંક મુદ્દતનો પ્રયોગ ભજવવો જોઈએ, તે સિવાય નહિ જ.

(૧) હે ચેતન! આત્મા નામે રાજા વારેવારે મન રૂપી દરવાજેથી બહાર સટકી જાય છે માટે ત્હાં તું ચોકીદાર તરીકે બેસ (વિવેકને બેસાડ) અને પછી મનમાં ધીરજ રાખજે કે નિર્ભય અને નિઃશંકપણે રાજાની મુલાકાત ત્હને થશે.

(૨) જેને પરમ તત્ત્વમાં લ્હે (એકતાન) લાગે છે તે **નિર્ભય** બને છે, એના મનમાં ( સમર્થના શરણાનો ઉત્સાહક ખ્યાલ અહોનિશ હોવાને લીધે ) ભય—ધાસ્તી—દરદ—ગભરાટ—ચિંતા કસાનો પ્રવેશ જ થઇ શકતો નથી ' પરમતત્ત્વમા પરિપૂર્ણ શ્રદ્ધા ' એ positive ગુણ છે અને દરદ—ચિંતા—ગભરાટ વગેરે negative સ્થિતિઓ છે, એ કારણથી સાયન્સની દૃષ્ટિએ પણ ઉપર કહેલી શ્રદ્ધા માણસને ઘણી ઉપકારી થઇ પડે છે એવા માણસને મુક્તિ માટે, કે દવા તરીકે વાપરવાની જડીબુટ્ટી માટે—કશા માટે વનમા ભટકવાનુ રહેતુ નથી. 'રામ' એટલે આરામ—તનદુરસ્તી—વિજય—નિડર સ્થિતિ—આબાદી તે તો એના ભીતરમા ભરપૂર હોય છે.

(૩) આ સઘળી ભૂમિ કાશી જેવી પવિત્ર જ છે, સઘળાં પાણી ગંગાજળ બરાબર જ છે. અને જ્ઞાન પામેલો આત્મા એ જ

'આપા' ખોયે 'હરિ' મિલે, હરી મિલત સબ જાય;
અકથ કહાની રામકી, કહે સો કોન પતિયાય ? ૪

કબીર જબ જગ નહીં તબ, રહા એક ભગવાન;
જિનને દેખા નજરસે, સો રહા કૌન મકાન ? ૫

---

પોતે રામ છે,–જો માત્ર 'ઘટ' નિર્મળ હોય તો એટલે કે નિર્મળ 'ઘડા'મા રાખેલુ પાણી સાબરમતીનું હોય કે ગંગાનુ હોય, એક સરખુ જ નિર્મળ–પવિત્ર ગણાય, જે ગામમા અધ્યાત્મનો પ્રચાર હોય તે ગામ કાશી જ છે, જે માણસનુ મન નિષ્કામ હોય અને જેનામા જ્ઞાન હોય તે પોતે ઇશ્વર જ છે

(૪) 'હું પણુ' એવો જે ખ્યાલ આજે આપણામાં છે ત્હેને જો વિશ્વદૃષ્ટિમા ડૂબાવી દઇએ અર્થાત્ હુંપણુ ભૂલી જઇએ તો હરિ તરત જ મળી જાય અને હરિ મળતા સર્વ ભ્રમણા—ભ્રમ-જાળ અદૃશ્ય થઈ જાય ( એક દીવાથી જેમ સઘળું અંધારૂ અદૃશ્ય થાય છે તેમ. ) આવી અકથ્ય કહાણી રામની છે। કોઈને કહીએ તો માને પણ નહિ એવી આ વાત છે

(૫) કબીર કહે છે કે, જ્યહારે જગત્ નથી હોતુ એટલે કે જ્યહારે આપણા મન રૂપી દુનીઆમાથી જગત્ અદૃશ્ય થાય છે ત્યહારે ત્યહા માત્ર ભગવાન બીરાજી રહે છે. મનમા આખુ વિશ્વ સમાતુ ત્હેની જગાએ હવે એક પરમેશ્વર જ સમાયો એટલે પરમેશ્વર આખા વિશ્વ જેવડો થયો, આવડા મ્હોટા પરમેશ્વરને લઇને કોઈ એક મકાનમા રહેવાનુ કેમ પાલવે ? એક મકાનમા આવડો મ્હોટો પરમેશ્વર કેમ સમાય ? આ એક સુદર કાવ્યતરંગ છે–કલ્પના છે મતલબ એ છે કે જેના મનમા પરમતત્ત્વનો પ્રકાશ થયો છે ત્હેને ઘરબારમાં મજાહ પડતી જ નથી, એને મન આખું વિશ્વ એ ઘર છે

હરિજન હરિ તો એક હૈ, જો 'આપા' મિટ જાય;
જા ઘરમે 'આપા' બસે, સાહબ કહાં સમાય? ૬

તૂ તૂ કરતા તૂ ભયા, તૂ મન માંહિ સમાય;
તૂ માંહી મન મિલ રહા, અબ મન ફેર ન જાય; ૭

તૂ તૂ કરતા તૂ ભયા, મુઝમેં રહી ન 'હૂં';
વારી જાઊં નામ પર, જિત દેખૂં તિત 'તૂ'. ૮

રામ કબીરા એક હૈ, કહન સુનનકે દોય;
દો કર જો કોઇ જાનસી, ગુરૂ મિલા નહિં હોય! ૯

---

(૬) હરિ અને હરિજન, ગુરૂ અને શિષ્ય, આત્મા અને પરમાત્મા એક જ છે, એવો એકતાર થાય તો આનદ આવે બાકી જે ઘરમા હરિજન એકલો વસે (જેના મનમાં 'હું' ના વિચારો જ—પછી તે ગમે તેવા સારા હોય તો પણ શું) તે ઘરમાં સાહેબ—હરિ સમાય જ કેમ કરી?

(૭) 'તુંહી તુંહી' જપતાં—પરમતત્ત્વનું જ સ્મરણ અને ચિન્તવન કરતાં કરતાં એ જ સ્વરૂપ પ્રાપ્ત થાય છે, ત્હેમાં જ મન સમાઇ જાયછે (નદી સમુદ્રમાં જઇ ભળી જાય છે.)

(૮) પરમતત્ત્વનું સ્મરણ કરતાં હવે કબીરમાં 'હુ' પણ રહ્યું નથી. જ્યહાં જ્યહાં નજર પડે છે ત્યહાં ત્યહાં કબીરજી પરમેશ્વરને જ ભાળે છે, તેથી પરમેશ્વરના નામ પર ઓવારણા લઇને કહે છે કે આ તે ત્હારો કેવો ચમત્કાર!

(૯) પોતાનો દાખલો માત્ર આપીને કહે છે કે, રામ અને કબીર એક જ છે, માત્ર કહેવા—સાંભળવામાં બે છે. જે કોઇ હું—તું જૂદા સમજશે ત્હેને જ્ઞાની ગુરૂ મળ્યા જ નથી એમ સમજવું.

૮

જો દેખા સો તીનમેં, ચૌથા મિલે ન કોય;
ચોથેકો પરગટ કરે, 'હરિજન' કહિયે સોય. ૧

જહાં તક એક ન જાનિયા, બહુ જાને કયા હોય?
એકે સબ કુછ હોત હૈ, સબસે એક ન હોય. ૨

એક સધે સબ કુછ સધા, સબ સાધે એક જાય;
જો તૂ સીંચે મૂલકો, ફૂલે ફલે અઘાય. ૩

સબ આયે ઇસ એકમે, ડાર, પાત, ફલ, ફૂલ;
કબીર! પીછે કયા રહા, ગ્રહી પકરા નિજ મૂલ? ૪

મેરા મુજમેં કછુ નહીં, જો કછુ હૈ સો તેરા;
તેરા તુજકો સોંપતે, કયા લગેગા મેરા? ૫

---

(૧) જે કોઇ મનુષ્યો મ્હેં આજ સુધીમા જોયા છે તે બધા 'ત્રણ'માના છે. ચોથા વર્ગનો કોઇ મળ્યો જ નહિ. કોઇ તમસ્‌માં, કોઇ રજસ્‌મા અને કોઇ વીરલા સત્ત્વ ગુણુમાં છે, પણ એ ત્રણેથી જૂદી એવી તુરિયા અવસ્થાવાળા તો મ્હારી નજરે પડયા જ નહિ. કાળો, લાલ કે ગુલાબી સર્વ કોઇ રંગ જ છે; રંગ વગરની દશામા કોઈ જોયા નહિ ચોથી દશા પ્રકટ કરી શકે તે માણુસને હરિજન અથવા અધ્યાત્મી—જ્ઞાની કહીએ. હરિજન એટલે હરિના નામની તાળીઓ વગાડનાર કે હરિની માળા ફેરવનારા કે કથા બેસાડનારા નહિ।

(૨) **એકને**—આત્માને—પરબ્રહ્મને જાણે નહિ ત્હા સુધી દુનીઆની **સઘળી** વિદ્યાઓ જાણે તો પણ શું થયુ? એકના જ્ઞાનમા સઘળુ જ્ઞાન સમાઇ જાય છે, માટે **એક** વડે બધુ થઇ શકે; બીજી બધી ચીજોનો સરવાળો કરીએ તો પણ તે એક ચીજ ન થાય।

(૩–૪) તે એકને સાધન કરનારને બીજુ બધુ (વગર પ્રયત્ને) ાપ્ય થઇ જાય છે, અને એ એક વગરની બીજી બધી ચીજો સાધે । એક તો ઉલટો દૂર જતો રહે। જો તુ મૂળને પાણી પાઇશ તો આખુ વૃક્ષ ફાલશે અને ફૂલશે ડાળ, પાંદડા, ફળ–ફૂલ વગેરે આપો–આપ આવી મળશે. કબીર કહે છે કે જે સખસ મૂળને જ પકડે છે ત્હેને બીજુ કાંઇ રહેતુ જ નથી.

# (૨) જીવની વાતો.

૧

 બિના બીજકા વૃક્ષ હૈ, બિન ધરતી અંકૂર;
બિન પાનીકા રંગ હૈ, તહાં જીવકા મૂલ ૧
હમ વાસી વો દેશકે, (જહાં) ગાજ રહા બ્રહ્મંડ,
અનહદ બાજા બાજતા, અવિચલ જોત અખંડ. ૨
આયા એકહિ દેશસે, ઉતરા એકહિ ઘાટ;
બિચમે દુબધા હો ગઈ, હો ગયે બારાબાટ ! ૩
હમ વાસી વો દેશકે, (જહાં) જાત-વરન-કુલ નાહિં;
શબ્દ મિલાવા હો રહા, (પર) દેહ મિલાવા નાહિં. ૪

---

(૧) જીવનુ 'મૂળ' ક્યા છે ? જ્યા બીજ વગરનુ વૃક્ષ છે, જ્યા ધરતી વગર અંકુર ફૂટયા છે, જ્યા પાણી વગરનો રંગ છે— ત્યા—તે જગાએ જીવનુ મૂળ છે જીવનુ મૂળ સ્થાન—પરબ્રહ્મ એ રૂપ-રંગ—આકાર વગરનુ છે

(૨) હમે એટલે આ જીવ તો તે દેશના રહેવાશી છીએ કે જ્યા 'શબ્દબ્રહ્મ અથવા Logos અથવા The Word નો નાદ —અવાજ થયા કરે છે તેથી નિરંતર વાગતાં વાજા જેવો ખ્યાલ આવે છે અને જ્યા અખંડ પ્રકાશ છે

(૩) તે પરબ્રહ્મમાથી જ સઘળા જીવો આવ્યા છે એક જ 'દેશ'થી આવેલા સઘળા જીવ રૂપી મુસાફરો એક જ 'ઘાટ' પર ઉતર્યા છે (એટલે આ સ્થૂલ દુનિયા રૂપી જગાએ ઉતર્યા છે) પણ અહીં ઉતર્યા પછી 'દુબધા' એટલે મુશ્કેલીઓ—હરકતો આવી પડી (કર્મરૂપી જાદુગરે અનેક મુશ્કેલીઓમા નાખ્યા) તેથી બધા છૂટા પડી ગયા

(૪) હમે (જીવ) તો તે દેશના મૂળ વતની છીએ કે જ્યા જાત-વર્ણ-કૂળ વગેરે કાંઇ જ તફાવત નથી ત્યા તો માત્ર 'શબ્દ'-

૨

ગેબી આયા ગેબસે, (ઔર) યહાં લગાઈ એબ;
ઉલટ સમાવે ગેબમે, (તો) મિટ જાયે સબ એબ ૧
જાત જાતકા પાહુના, જાત જાતમેં જાય;
સાહબ જાંત અજાત હૈ, સબમે રહે સમાય ! ૨
એક બૂંદને સબ કિયા, નર નારીકા નામ;
સો તૂ અંતર ખોજ લે, સબમે વ્યાપક રામ ૩

---

થીજ સમ્મીલન થઈ શકે છે. એક દેહ બીજા દેહની મુલાકાત લે એવું કાઇ ત્યહાં નથી ('શબ્દ' એ શબ્દમાં પણ ઘણુ ગુપ્ત જ્ઞાન સમાયલુ છે બોલાયલો ઉચ્ચાર એ જ કાંઈ શબ્દ નથી, પણ આ ઉંડા તત્ત્વજ્ઞાનમાં ખાસ અભ્યાસ વગર સમજ પડી શકે નહિ )

(૧) 'ગેબી' એટલે ગુપ્ત તત્ત્વ યાને આત્મા, ગેબી યાને ગુપ્ત સ્થળથી આવ્યો છે, પણ આંહીં એટલે ઇન્દ્રિયોથી સ્પર્શ થઇ શકે એવી ચીજોથી ભરેલી દુનીઆમા આવીને તે વટેમાર્ગુએ તે તે ચીજોમાં મોહી પડીને એબ લગાડી છે પણ હવે જો તે જીવ ઉલટો —પાછો ફરે અને ગેબમાં સમાય તો સઘળી એબ–દુર્ગુણ મટી જાય.

(૨) જેમ એક ટ્રેનથી ઉતરેલા સેકડો વટેમાર્ગુઓ પોતપોતાની જાતના—પોતપોતાના સગાને ત્યહા જઈ મેમાન બને છે; પણ જે સાધુ હોય છે ત્હેને કાઈ નાત—જાત કે સગુ સબધી નહિ હોવાથી તે તો આખા ગામનો મેમાન બને છે; તેમ જૂદા જૂદા આત્માઓ પોતાના વિકાસક્રમ (evolution) માટે અવતાર લેવા આવે છે ત્યહારે પૂર્વ કર્માનુસાર જૂદી જૂદી જાત, વર્ણ ને કૂળમાં આવે છે; પણ સાહેબ એટલે પરમાત્મા તો અ–જાત (જાત વગરના અગર જેને જન્મ નથી એવા) હોવાથી તે કોઇના ન થતાં સર્વમાં સમાઇ રહે છે.

(૩) એક બુદ—એક મૂળમાથી આ બધુ થયુ છે અને પછી

૩

એક બૂંદને સબ કિયા, (યે) દેહીકા બિસ્તાર;
સો તૂ ક્યોં બીસર ગયા, અંધે મૂઢ ગમાર ? ૧
સબ ઘટ ભીતર રામ હૈ, ઐસા આપહિ જાન;
આપ આપસે બંધિયા, આપે ભયા અજાન ૨
પાંચ ધાતકા પીંજરા, સો તો અપના નાહિં;
અપના પિંજર વહાં બસે, અગમ અગોચર માહિ ૩
સગા હમારા રામજી, સોદર હૈ પુનિ રામ,
ઔર સગા સબ સગમગા, કોઇ ન આવે કામ ૪

---

નર નારી વગેરે નામો પડયા છે તે બધામા સર્વવ્યાપક એવા 'રામ' ને તુ 'અંતર' મા શોધી કહાડ

(૧) એક બુંદમાથી દેહનો બધો વિસ્તાર થયો છે, એ વાત, હે મૂર્ખ ? તું કેમ વિસરી ગયો છે ?

(૨) સર્વ આકારોમા અને સર્વ ભીતરમા રામ છે, એ વાત તુ ત્હારી મેળે જ જાણી લે તુ પોતે પોતાને બાધવાનુ કામ કરે છે—તુ પોતાનુ કેદખાનુ પોતે જ રચે છે, કારણ કે તુ અજ્ઞાનમાં જઈ કસ્યો છે.

(૩) પૃથ્વી. પાણી, અગ્નિ, વાયુ અને આકાશ (ઇથિર) એ પાંચ તત્ત્વ-પાચ મૂળ પદાર્થોનુ આ સ્થૂલ શરીર બનેલુ છે, પણ તે કાઇ આપણ (આત્માનુ ખરૂ) કે કાદાકદમીનુ 'ઘર' નથી. આપણું 'ઘર' તો ત્હા—તે જગાએ છે કે જે જગા કલ્પનામા આવી શકતી નથી અને જેસા ઇન્દ્રિયોથી જઈ શકાતુ નથી

(૪) હમારા (આ આત્માના) સગા તો રામ જ છે, પુની એટલે વળી, અમારો સહોદર (સગો ભાઇ) પણ રામ જ છે તે સિવાયના બીજાઓ (સગા હોવાનો દાવો કરનારાઓ) નામના જ છે. કશા કામના નથી.

ચલે ગયે સો ના મિલે, કિસકો પૂછૂં બાત ?
માત પિતા સુત બાંધવા, ઝૂઠા સબ સંગાત ૫

૪

કહા કિયા હમ આયકે, કહા કરેંગે જાય ?
ઈતકે ભયે ન ઉતકે ભયે, ચલ ગયે મૂલ ગમાય ૧
કબીર ! યહ તન જાત હૈ; સકે તો ઠોર લગાય;
કૈ સેવા કર સતકી, કૈ ગોવિંદ ગુન ગાય ૨
કહાં જાય કહાં ઊપને, કયોં કરતા હૈ લાડ ?
ન જાનૂં કિસ રૂખ તલે, જાય પડેગે હાડ ૩

(૫) જેટલા (સગા) ગયા, તે હવે ફરીથી તો મળતા નથી (ખરા સગા હોય તે કાંઈ દગો દે નહિ, ત્હેની પ્રીતિ કાયમની હોય.) માટે આ વાત હુ કોને પૂછુ ? મ્હને તો લાગે છે કે, મા—બાપ—પુત્ર—ભાઈ સર્વ સઘાત જૂઠો છે

(૧) 'અમે' ('જીવ' ને માટે બહુવચન શબ્દ વપરાય છે) અહીં આવીને શું ધાડ મારી ? અને હવે અહીથી જઇશું ત્યહાં (જન્માંતરમા) પણ શુ ધાડ મારવાના હતા ? ના અહીના રહ્યા, ના ત્યહાને લાયક થયા, અમે તે મૂળ મૂડી ગમાવીને જઇએ છીએ (આત્મતત્ત્વ ભૂલીને અને પૂર્વના શુભ કર્મ શીલીકે હશે તે ખાઈ જઇને ઉલટુ દેવાની રકમો સાથે જન્માન્તરની સફર કરીએ છીએ )

(૨) અરે ઓ કબીર ! જો, જો, ત્હારૂ–દેખાતુ શરીર–જેમા તુ બહુ આનંદ માનતો હતો તે તો ચાલ્યુ–ગયુ સમજ ત્હારાથી બની શકે તો એને સ્થિર રાખ અને ન બને તો પછી અત્યારથી જ ચેતીને સંતસેવા કે ગોવિંદગુણગાન બેમાથી એક કામ કરી લે.

(૩) આ શરીર અહીથી ચાલીને કયહાં જશે અને કયહા ઉપજશે, અરે એના હાડકા કયા ઝાડ તળે જઈ પડશે ત્હેની કોને ખબર છે ? તો પછી તુ એવા શરીરને આટલા બધા લાડ શા માટે લડાવે છે ? શું વગડાના ઝાડ તળે દટાવા માટે કે સ્મશાનમા બળવા માટે ?

આજ કાલ દિન પાંચમે; જંગલ હોગા બાસ;
ઉપર લોક ફિર જાયંગે, ઢોર ચરેગે ઘાસ ૪
રામ નામ જાન્યો નહી, કિયા ન હરિસે હેત,
તાસે જનની ભારે મુઇ, પત્થર પડિયો પેટ ૫

૫

રામ બિસાર્યો બાવરા, અચરજ કીનો એહ;
ધન જોબન ચલ જાયગા, અંત હોયગી ખેહ. ૧
મનુષજન્મ તોકો દિયો, ભજનેકો ગોવંદ,
તૂ અપને કર આપકો, કહાં બંધાયે ફંદ ? ૨
મનુષજન્મ દુર્લભ અતી, મિલે ન બારબાર,
તરવરસે ફલ ગિર પડા, ફેર ન લાગે ડાર ૩

---

(૫) જે કામ માટે આ દેહ ધર્યો હતો તે કામ એટલે કે હરિથી હેત કરવાનુ કામ–પરમાત્માથી એકતાર જોડવાનુ કામ તો ત્હારાથી બન્યુ નહિ, તો પછી એમજ લોકો કહેશે કે ત્હે જનનીને ફોગટ ભારે મારી, ત્હારી જગાએ પત્થર પેટ પડયો હોત તો પણ ઠીક હતુ

(૧) હે બાવરા મનુષ્ય ! મ્હને આશ્ચર્ય તો એ વાતનુ થાય છે કે ત્હે રામને વિસાર્યો. પણ તે સિવાયનુ તો બધુએ–ધન–જોબન વગેરે–ચાલ્યુ જનારૂ છે અને અંતે ખાખ થઈ જનાર છે

(૨) મનુષ્યનો જન્મ ત્હને મળ્યો છે તે ગોવિંદ–પરમાત્માને ભજવા–ધ્યાન ધરવા માટે જ મળ્યો છે તે છતા તુ પોતાના હાથે જ પોતાને જાળમા ફસાવે છે એ શુ ?

(૩) મનુષ્ય તરીકેનો અવતાર દુર્લભ છે–વારવાર મળે તેમ નથી જેમ તરૂ એટલે ઝાડથી ફળ નીચે પડયુ તે કોઇ ફરી ડાળીએ ચોંટતુ નથી તેમ. (મનુષ્યજન્મ ફરી કદીએ મળવે નહિ એવો અર્થ નથી, પણ ઘણી મુશ્કેલીએ અને લાબે કાળે મળે તેમ છે, એવી મુશ્કેલીનો ખ્યાલ આપવા માટે ફળનુ દષ્ટાંત આપ્યુ છે )

કાહે સોવે નીદભર, જાગી જપો મુરાર,
એક દિન ઐસા સોવના, લબે પાઉ પસાર ! ૪
કબીર ! કેવલ નામકે, જબ લગ દીવે બાતિ;
તેલ ઘટા બાતી બુઝી, તબ સોવે દિન રાતિ ! ૫

૬

મન તૂ કૈસા બાવરા, તેરી સુધિ ક્યોં ખોય !
મોત આયે સિરપે ખડી, ફ્સતે બેર ન હોય; ૧
મન અપના સમજાઇ લે, આયા ગાફિલ હોય;
બિન સમજે ઉઠ જાયગા, ફોકટ ફેરા તોય. ૨
મનખ જનમકો પાયકે, ભજ્યા ન રઘુપતિ રાય:
તેલી કેરા બેલ જ્યોં, ફિર ફિર ફેરા ખાય ! ૩

---

(૪) તુ ગાઢી નિદ્રામા કેમ સૂતો છે ? જાગ અને મોરારને યાદ કર એક દિવસ એવો જરૂર આવશે કે જ્યહારે ત્હને પગ લાબા કરીને નીરાતે સૂવાનુ (સ્મશાનમા) મળશે.

(૫) આ કબીર એ તો કેવળ નામ માત્ર છે, અને તે 'દીવા' એવા નામથી ઓળખાતા પદાર્થ જેવો છે દીવો અમુક કલાકો સુધી દેખા દઇ, તેલ કે બત્તી બેમાથી એક પણ પુરૂ થાય કે તુરત, અદશ્ય થાય છે; તેમ આ કબીર પણ પૂર્વસચિત ભોગવાઈ રહ્યા એટલે અદશ્ય થવાનો શ્વાસોશ્વાસ રૂપી તેલ પૂરૂ થયુ કે કબીરને રાત ને દિવસ સૂવાનુ જ છે ! ( દુનિયાની દષ્ટિએ સૂવાનુ છે, પણ સ્થૂલ સૃષ્ટિની પછીની દુનિયામા તો જાગવાનુ બાકી છે )

(૧) હે મન ! તુ બાવરૂ કેમ બને છે ? શુદ્ધબુદ્ધ શામાટે ગુમાવે છે ? જો તો ખરૂ કે મોત તો આવીને શિર પર ખડુ રહ્યુ છે, અને ત્હને એના પઝામા ફસતા વાર લાગશે નહિ

(૩) મનુષ્યજન્મ પામવા છતાં રઘુપતિ–રામ–પરમાત્માને ભજતો નથી તો તુ ખરેખર ઘાચીનો બળદ જ છે, ભલે હવે તુ ગોળમટોળ ફર્યાજ કર !

જગ સારા દરિદ્ર ભયા, ધનવંત ભયા ન કોય,
ધનવંત સોહી જાનિયે, રામ પદારથ હોય ૪
**રામ નામકી લૂટ હૈ, લૂટ સકે તો લૂટ:**
**પીછેસે પછતાયગા, પ્રાણ જાયંગે છૂટ. ૫**
**કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ્બ;**
**અવસર બીતો જાત હૈ, ફેર કરોગે કબ્બ ? ૬**

## (૩) ક્ષણનો પણ પ્રમાદ ન કરશો.

કાલ કહે મૈં કલ કરૂ, આગે વિસમી કાલ;
દો કલકે બિચ કાલ હૈ, સકે તો આજ સંભાલ ૧
આજ કહે હરિ કાલ ભજું, કાલ કહે ફિર કાલ,
આજ કાલ કરતે રહે, અવસર જાતા ચાલ ૨
**અપને પેહેરે જાગીએ, ના પર રહીએ સોય;**
**ના જાનૂં છિન એકમેં, કિસકા પહેરા હોય ? ૩**

---

(૩) હે કબીર ! ત્હારો પહેરો છે એટલો વખત તો તું જાગ ! સુઈ રહેતો ના એક ક્ષણમા ત્હારો પહેરો જતો રહેશે અને બીજાનો પહેરો નીમાશે (પેહેરેદારને પટો વગેરે આપીને અમુક કામ પર બેસાડવામા આવે છે, તેમ આ જીવને શીવ તરફથી મનુષ્ય દેહી રૂપી પટો પહેરાવીને પરોપકારના કામ માટે નીમ્યો છે એ વખત દરમ્યાન તેણે ક્ષણ માત્રનો પ્રમાદ કરવો જોઇતો નથી. જો તે પ્રમાદ કરે—અને ચોર લોકો એટલે કે અધર્મી પુરૂષો તે વિભાગમાં ચોરી કરે અર્થાત્ દુ:ખ દે તો એને માટે જુમ્મો પહેરેદારને શિર છે પરમાર્થના અનેક કામ દરેક હરિજનને સોપાયલાં જ પડયા છે, ત્હેને પ્રમાદ પાલવવો જ જોઇએ નહિ )

દિન તૂ ગમાયા જગતસે, જગત ચલા નહિં સાથ;
પાંવ કુહાડા મારિયા, ગાફિલ અપને હાથ. ૪
કબીર ગુદરી બિખકી, સૌદા લિયા બિકાય,
ખોટી બાંધી ગાંઠરી, અબ કછુ લિયા ન જાય ૫

## (૪) માયાની વાતો.

૧

માયા માથે શિંગડા, લબા નવ નવ હાથ;
આગે મારે શિગડા, પીછે મારે લાત. ૧
માયા તરૂવર ત્રિવિધકા, શોક દુઃખ સતાપ,
શીતલતા સ્વપન નહી, ફલ ફીકા તન તાપ ૨
કબીર ! માયા મોહિની, માંગી મિલે ન હાથ;
મન ઉતાર જૂઠી કરે, તબ લગ ડોલે સાથ. ૩

(૫) સાકર, ગોળ અને ખાડના બનાવેલા જૂદા જૂદા પકવાનો જ્હાં મળતાં હોય એવી 'ગુજરી'—બજારમા ન જતા ત્હે તો વિષથી' બનેલી અનેક વાનીઓ—પકવાનો જ્હા વેચાતા હતાં ત્હા જઇ સોદો કર્યો અર્થાત્ ખરીદી કરી અને વિષની મીઠાઇનો ગાઠડો બાધીને તુ ચાલ્યો ! હવે બીજુ કઈ લેવાય એમ રહ્યુ જ નહિ (પૈસા તો બધા આ માલ લેવામા વપરાઈ ગયા, હવે પૈસા–શક્તિ–આયુષ્ય શીલીકમાં હોય ત્યહારે તું બીજો સારો માલ લઇ શકે ને ?)

(૨) માયા એ ત્રણ ડાળીનુ ઝાડ છે, જેના નામ શોક, દુઃખ અને સંતાપ એવાં છે. એ ઝાડ તળે રહેનારને શાન્તિ તો સ્વપ્ને પણ મળતી નથી, તેમજ તે વૃક્ષનાં ફળ પણ ફીક્કા–માલ વગરના છે, તથા શરીરે તાપ પણ પડયાં કરે છે (વિશ્રામ–મળતો નથી)

કબીર ! માયા સાંપની, જને તાહિકો ખાય;
ઐસા મિલા ન ગારૂડી, પકડ પછાડે બાય ૪
માયાકા સુખ ચાર દિન, ચાહે કહા ગમાર ?
સુપને પાયો રાજ ધન, જાત ન લાગે વાર ૫
કચ્ક પડા મૈદાનમે, કુકર મિલે લખ કોડ,
દાવા કર કર લડ મુએ, અંત ચલે સબ છોડ ૬

૨

હસ્તી ચઢ કર જો ફિરે, ઊપર ચમર ચઢાય,
લોક કહે સુખ ભોગવે, રહે વો દોજક માય ! ૧
રામહિ થોરા જાનકે, દુનિયા આગે દીન,
વહ રકકો રાજા કહે, માયાકે આધીન ૨

---

(૪) માયા નાગણ છે, અને તે પોતાના બચ્ચાને જ ખાય છે. એને એવો કોઇ ગારૂડી–જાદુગર મળવો જોઇએ છે કે જે તેણીને પકડીને ભોય પટકે

(૬) જગતરૂપી મેદાનમા ભોજ્ય પદાર્થોરૂપી હાડકા પડયા છે, જેને મેળવવા માટે લાખો કરોડો કુતરારૂપી ઇન્દ્રિયલોલુપી મનુષ્યો એકઠા થયા છે અને તે હાડકાની માલેકી માટે દાવા–હક્ક કરી લડી મરે છે પણ અફસોસની વાત છે કે તે હાડકુ તો હાડકાના ઠેકાણે રહે છે અને લડનાર અધવચ નાસે છે

(૧) હાથી–ચમ્મર વગેરે સાહ્યબી ભોગવનારને લોકો સુખી કહે છે, પણ તે માણસ અંદરખાને દોઝખ–નરકમા પડનો હશે તેની કોને ખબર છે ?

(૨) હાથી–ચમ્મરવાળા લોકો ખરેખર તો 'રંક' છે–નિર્ધન છે. છતા તેઓને 'રાજા' કહેનારા કોઇ છે તેઓ માયાને આધીન હોવાથી તેમ કહે છે વળી તેમ કહેનારાઓમા રામ સબંધી જાણપણ થોડુ જ હોય છે, અને દુનિયા આગળ નમી જનારા એટલે કે દુનિયાની રીતે ચાલનારા હોય છે તેથી જ એવુ ગેરવાજબી બોલે છે.

માયા ઐસી સંખની, સામી મારે શોધ;
આપન તો રીતે રહે, દે ઔરનકો બોધ ૩
સંસારીસે પ્રીતડી, સરે ન એકો કામ;
દુબિધામેં દોનો ગયે, માયા મિલી ન રામ. ૪
માયાકો માયા મિલે, લંબી કરકે પાંખ,
નિર્ગુનકો ચીને નહી, ફૂટી ચારો આંખ ૫
ગુરૂકો ચેલા દેય બિખ, જો ગાંઠી હોય દામ;
પૂત પિતાકો મારસી, યહ માયાકા કામ ! ૬
જિસ માયા સંતાં તજી, મૂઢ તાહિ લલચાય;
નર ખાયકર ડારતો, સ્વાન સ્વાદ લે ખાય. ૭

૩

માયા દીપક, નર પતંગ, ભરમે ભ્રમી પડંત,
કહે કબીર ગુરૂજ્ઞાનસે, એકાદા ઉબરંત. ૧
કબીર માયા પાપિની, લોભ લુભાયા લોગ;
પૂરી કાહુ ન ભોગવે, વાકો એહી યોગ. ૨

---

(૩) માયા એવી શંખણી છે કે, એને ઓળખવાની શોધ કરનારને તો તે ઉલટી બમણી મારે છે મતલબ કે માયાને ઓળખવાનો દાવો કરનારા લોકો પોતે તો માયાના ગુલામ તરીકે વર્તે છે અને બીજાને મ્હોટી મ્હોટી વાતોનો ઉપદેશ દે છે

(૫) માયા પોતાના ભક્તોને લાંબી પાંખો કરી એવી તો મળી જાય છે કે તેથી તે ભક્તની ચારે આંખો (મન, હૃયુ અને બે સ્થૂલ આંખો) ફૂટી જાય છે, જેથી તે નિર્ગુણ તત્ત્વ જાણી શકતો નથી

(૧) માયા રૂપી દીપક છે, નર રૂપી પતગીયાં ત્હેમાં ભ્રમિત થઇ પડે છે કોઇ ભાગ્યશાળીને ગુરૂ મળી જાય તો જ્ઞાનબળને લીધે તે માયાથી ઉગરવા પામે છે

(૨) માયા એવી પાપિણી છે કે તેમાં લુબ્ધ થયેલા લોકો ત્હેને પૂરેપુરી કદી ભોગવી શકતા નથી, અને વિયોગનું દુઃખ તો

તિસના સીંચે ના ઘટે, દિન દિન બઢતે જાય,
જવાસાકા રૂખ જયોં, ઘને મેઘ કુમલ્હાય ૩
કામી અમૃત ન ભાવહી, વિષયા લીની શોધ,
જનમ ગમાયા ખાધમેં, ભાવે ત્યોં પરમોધ ૪

છેવટે સહવુજ પડે છે (ઇન્દ્રિયજન્ય સુખોથી માણસ કદી તૃપ્ત થતો નથી એટલે ઇચ્છા પૂરેપુરી તૃપ્ત થઈ શકતી નથી અને અતૃપ્ત ઇચ્છા સાથે મરવુ પડે છે, એટલે વિયોગ થાય છે તેથી એ માયા રૂપી વસ્યામા જીવ ગડી જાય છે અને તેથી મરણ પછી પણ શુભ ગતિ થતી નથી )

(૩) તૃષ્ણા એવી ચીજ છે કે ત્હેને તૃપ્ત કરવાના પ્રયાસથી તે ઘટતી નથી, પણ જેમ જેમ ભોજન મળે તેમ તેમ ત્હેની ભૂખ વધતી જાય છે (તે તળીઆ વગરનો કૂવો છે—તળીઆ વગરની કોઠી છે.) ઘણો વરસાદ છતા જવાસાનુ ઝાડ તો સૂકાઇ જ જાય છે, પોતા કરતા બીજાને વધારે સુખ છે એમ જોઇ તે બળ્યા કરે છે, તેમ માણસને જેમ જેમ વધારે સ્ત્રીઓ, વધારે ધન કે વધારે સત્તા મળે તેમ તેમ પોતા કરતા જગ પણ વધારે પ્રમાણમા તે ચીજો ભોગવનાર માણસને જોઇ પોતે બળે છે, અને જાણે કે પોતાને તે ચીજો મળી જ નથી એમ ઝૂરે છે એમ કરતા કરતાં ભોગ ભોગવવાથી શક્તિ ઘટે તે પહેલા તો ઝૂરણ અને ઇર્ષા અને લાલ-ચથી જ શક્તિ ઘટી જાય છે, તેથી મળેલી ચીજને ભોગવવાની પણ તાકાદ ર્હેતી નથી ભર્તુહરી ઠીક કહે છે કે "**भोगा न भुक्ता वयमेव भुक्ता.**"

(૪) કામી પુરુષને અમૃત ભાવતુ નથી, એને તો વિષ જ ગોધી ગોધીને ખાવુ ગમે છે. આવા બાધ (નુકસાન) ના ધધામા તે આખુ આયુષ્ય ગુમાવે છે અને ભાવતા ખોટા વિષયોમા પ્રમોદ એટલે હર્ષ માને છે (ઇન્દ્રિયજન્ય સુખોમા જ તેઓ આનદ માને છે મનનો આનદ—આધાથી અને ખરો આનદ જે આત્મજ્ઞાનમા છે તે અમૃતનો પદાર્થ ત્હેમને ગમતો નથી.)

એક કનક અરૂ કામિની, વિષયા ફલકોં પાય;
દેખત હીસે બિખ ચઢે, ખાનેસેં મર જાય. ૫
સાધે ઇંદ્રિય પ્રબલકો, જિસસે ઉઠે ઉપાધ;
મન રાજા બહેકાવતે, પાંચોં બડે અસાધ. ૬

૪

માયા માયા સબ કહે, પણ ઓલખે ન કોય;
જો મનસે ના ઊતરે, માયા કહિયે સોય. ૧
માયા છોડન સબ કહે, માયા છોડી ન જાય;
છોડનકી જો બાત કરે, તો બહુત તમાચા ખાય ! ૨

(૫) કનક અને કામિની એટલે ધન અને સ્ત્રીમાં લુબ્ધપણુ એ એના ફળ તો વિષ જ છે,—અરે એમને દેખતા જ વિષ ચડે છે તો પછી ખાનારનુ મૃત્યુ થાય એમા તો શક જ શો ?

(૬) પ્રબળ એવી આ પાચ ઇદ્રિયો છે ત્હેમને સાધવાથી એટલે ત્હેમની સાધના—ભક્તિ કરવાથી અર્થાત્ ત્હેમને તૃપ્ત કરવાથી ઉપાધિ ઉત્પન્ન થાય છે ઇન્દ્રિયોના સ્વામી મન રાજાને ફટાડવાથી–મ્હોઢે ચ્હડાવવાથી એ પાચે ઇન્દ્રિયો અસાધ્ય બની જાય છે અર્થાત્ દવાથી પણુ ન શાન્ત થાય એવી એટલે વશ્ય ન થાય એવી બની જાય છે. માટે ઇન્દ્રિયોને સાધવામા સુખ છે જ નહિ એમ સમજી એમના સ્વામી મન રાજાને ત્હમારા કાબુમા રાખો–ફટાડશો નહિ

(૧) દરેક માણુસ માયા માયા એમ બોલે તો છે, પણુ માયાને કોઇ ઓળખતુ નથી અમુક કામ કરવુ છોડી દેવા છતાં પણુ એ કામ ઉપરથી મનમાનો રાગ ન ઉતરે ત્યહારે માનજો કે એ જ માયા છે !

(૨) દરેક માણુસ કહે છે કે હુ માયાને છોડીશ, પણુ માયા છોડી છૂટતી નથી જેઓ છોડવાની હજી તો વાત જ કરે છે તેઓને વાત કરતામા જ તમાચા પડવા માડે છે ! અર્થાત્ તેઓ ઉપર એવા બનાવો બન્યા કરે છે કે તેથી તેઓ માયાના પાસમાં વધારે મજબૂતાઇથી બધાતા જાય છે ( કસોટીના પ્રસગો ઘણા આવે છે )

મન મતે માયા તજી, યોં કર નિકસા બહાર;
લાગિ રહી જાની નહીં, ભટકી ભયો ખુવાર. ૩
માયા તજી તો ક્યા ભયા, માન તજા નહિ જાય,
માન બડે મુનિવર ગલે, માન સબનકો ખાય. ૪
માન દિયો મન હરખિયો, અપમાને તન છીન;
કહે કબીર તબ જાનિએ, માયામેં લૌલીન ૫

(૩) મનના મતથી માયા તજીને એટલે કે (માયા તજી ચૂક્યા છીએ એમ મનમા માનીને) જેઓ બહાર એટલે સસાર બહાર નીકળી પડે છે—દીક્ષા લ છે તેઓને ખબર નથી કે માયા તો અદરજ **લાગી રહી** છે, અને ત્હમે તો નાહક ભટકી ભટકીને ખુવાર થાઓછો !

(૪) ઘડીભર માની લો કે અમુક માણસે પાચ ઇન્દ્રિયોના સુખો રૂપી માયા છોડી દીધી પણ ખરી, તો પણ તેથી શું થયુ ? એથીએ જબરો શત્રુ જે 'માન'—અહકાર તે જીતાય એવો નથી મ્હોટા મ્હોટા મુનિઓને પણ માન નામનો રાક્ષસ ગળી ગયો છે સર્વનો ભક્ષ કરનાર એ માન રાક્ષસ બહુ જબરો છે

(૫) એક માણસે પાચ ઇન્દ્રિયોના સુખ રૂપી માયા ત્યજી હોય તો પણ જો માન મળવાથી ત્હેનુ મન હરખાતુ હોય અને અપમાન મળવાથી મનને દુખ થતુ હોય તો કબીરજી કહે છે કે, ભાઇઓ એને 'માયા'થી બચેલો ન જાણશો, પણ માયામાં લવલીન—પૂરેપુરો બધાયલો સમજજો (માયા અનેક સ્વરૂપ ધારણ કરીને જાળ નાખે છે એકાતર ઉપવાસ કર્યા કે જપતપ કર્યા કે મેલા કપડાં પહેરવાનો પરિસહ સહ્યો તેથી કાંઈ 'માયા'ના ફદમાથી બચ્યા એમ નથી માનવાનુ;—એવાને પણ માન ઘણુ જ હોય છે—બીજા કરતા વધારે હોય છે એમ પ્રત્યક્ષ જોવામા આવે છે માટે તેઓ બિચારા ગમે તેવા મહાત્માપણાના ડોળ કરવા છતા ખરેખર, **માયા** નામની વેશ્યાએ ચુસી લઇને પોતાના ગુલામ તરીકે ભાયરામા પૂરેલા દયાજનક પ્રાણીઓ છે ભલેને અંધશ્રદ્ધાલુ લોકો ત્હેમને મહાપુરૂષ કહે, પણ કાઇ પરમાત્માથા ત્હેમનુ સૂક્ષ્મ શરીર છૂપુ નથી)

માન તજા તો ક્યા ભયા, મનકા મતા ન જાય;
સંત બચન માને નહીં, તાકો હરિ ન સુહાય. ૬
માયા છાયા એક હૈ, જાને બિરલા કોય;
ભાગે તાકે પીછે પરે, સનમુખ આગે હોય. ૭

૫

માયા સમ નહિ મોહિની, મન સમાન નહિં ચોર;
હરિજન સમ નહિ પારખી, કોઇ ન દીસે ઓર ૧

(૬) માની લો કે કોઇએ માન પણ તજ્યુ છે, પણ કબીરજી કહે છે કે તેથીએ શુ થયુ ? એણે બાહારથી માન તજ્યુ છે પણ મનમા રહેલી મહત્તા (મ્હોટાઇ) તો તજી નથી. જ્યહા સુધી **મનમાંથી** ગર્વ છોડે નહિ અને ખરી **દીનતા**—નમ્રતા આવે નહિ ત્યહા સુધી સત પુરૂષોના વચનને માની શકે જ નહિ અને હરિ તો મળી શકે જ ક્યહાથી ?

(૭) માયા અને છાયા (પડછાયો) બેની પ્રકૃતિ એક સરખી છે, પણ તે વીરલા પુરૂષો જ જાણે છે. માણમ દોડે છે તો પડછાયો પાછળ પાછળ આવ્યા કરે છે અને ઉભો રહે છે તો પડછાયો આગળ આવે છે જે માણુસ માયાથી ડરીને દોડવા માડે છે (એટલે સસાર છોડવા માગે છે) ત્હેની પાછળ માયા બેવડા જોરથી લાગે છે પણ જેઓ બહાદૂર પુરૂષની પેઠે માયાના સ્હામા થાય છે ત્હેની આગળ (સન્મુખ) માયા હાથ જોડીને ઉભી રહે છે (ભૂતથી બ્હીનારને ભૂત જલદી વળગી પડે છે; પણ બહાદૂર પુરૂષો ભૂતની ચોટલી કાપી લઇ ત્હેને પોતાના ગુલામ બનાવે છે, એવી ઉડતી કપોળકલ્પિત કથા આ સિદ્ધાતને બરાબર સમજાવી શકશે.)

(૧) માયા સમાન કોઈ મોહિની (પટાવનારી ગણિકા) નથી, મન સમાન કોઈ ચોર નથી, અને હરિજન એટલે હરિના જ થઈ રહેલા એવા માણુસો સમાન ઉપલા બે શત્રુને પારખનાર કોઇ નથી.

છોડે બિન છૂટે નહિ, છોડનહારા રામ; ૨
જીવ જતન બહુતહિ કરે, સરે ન એકો કામ
કબીર ! માયા મોહિની, જૈસી મીઠી ખાંડ; ૩
સદ્ગુરૂકી કિરપા ભઇ, નહિતર ટરતિ ન ભાંડ !
ભલા ભયા જો ગુરૂ મિલા, નહિ તો હોતી હાન; ૪
દીપક જોત પતંગ જયોં, પડતા પૂરી જાન
કબીર ! માયા ડાકિની, ખાયા સબ સંસાર; ૫
ખાઇ ન સકી કબીરકો, જાકે રામ અધાર !
કબીર ! જાુગકી કયા કહૂં, ભવજલ ડુબે દાસ; ૬
પરબ્રહ્મ પતિકો છાંડકે, કરે દુનીકી આસ
કબીર, એ સંસારકો, સમજાવુ કઈ બાર; ૭
પૂછ જો પકડે ભેસકી, ઉતરા ચાહે પાર !

---

(૨) માયા છોડવાનો પ્રયાસ કર્યા વગર કાઇ તે પોતાની મેળે છૂટવાની નથી, અને છોડાવનાર–છોડવાના પ્રયાસમા મદદ કરનાર પરમેશ્વર છે જીવ જતન તો ઘણુ એ કરે પણ પરમેશ્વરની મદદ વગર કામ સરતુ નથી, (પરમ તત્ત્વમા શ્રદ્ધા રાખે અને અહંપણાને વીસારી ત્હેને જ શરણે જાય તો માયા છોડવાનો પ્રયાસ સફળ થાય)

(૩) માયા રૂપી મોહિની ખરેખર મીઠી ખાડ જેવી છે તેથી લોકો ત્હેમા ફસાઇ પડે છે પણ મ્હારા પર સદ્ગુરૂની કૃપા થવાથી મ્હને કાંઇક જ્ઞાન મળ્યુ તેથી હુ બચી ગયો છુ, નહિં તો તે ‘ભાડ’ જેવી બલા ટળત નહિ–દૂર થાત નહિ વેશ્યાની ઠગવિદ્યા પ્રસિદ્ધ છે, પણ ૧૦૦૦ વેશ્યાને પહોચે એવો એક ‘ભાડ’ હોય છે, કે જે પુરૂષ અને સ્ત્રીના દરેક જાતના વેષ લઇ શકે છે અને ઢોંગ, ચાળા, નકલ, ઠગાઈ વગેરે તમામ કામમા પાવરઘો હોય છે એ ભાડ જેવીજ માયા છે, જે ઘડીમા પુરૂષ રૂપ, ઘડીમા સ્ત્રી રૂપ, ઘડીમા રાજકુમારનું રૂપ અને ઘડીમા ભિક્ષુકનુ રૂપ લઇ લોકોને દયા, હાસ્ય, ક્રોધ, કામ વગેરે લાગણીઓમાં રમાડે છે

# (૫) કાળની વાતો.

મૂસા ડરપે કાલસોં, કઠિન કાલકા જોર;
સ્વર્ગ ભૂમ પાતાલમે, જહાં જાવે વહાં ગોર ! ૧

ફાગન આવત દેખકે, મન ઝૂરે બનરાય;
જિન ડાલી ક્રીડા કિયા, સોહી ખ્યારે જાય ૨

---

(૬) કબીર કહે છે કે આ કલિયુગની શી વાત કરૂં ? સઘળા લોકો માયાના દાસ થઇ ભવ રૂપી જળમાં (ભ્રમણમા) ડૂબી રહ્યા છે, પરબ્રહ્મ રૂપી પતિનુ દાસત્વ છોડીને દુનિયાની આશા કરે એવા મૂર્ખ લોકો આ કલિયુગમાં છે

(૭) આ સસારના લોકોને કેટલીએ વાર સમજાવું છું પણ તેઓ એવા તો ડાહ્યા છે કે દરીઆની પાર જવા માટે ભેસનુ પૂછડુ પકડે છે ! (ભેસ ડૂબાડયા વગર રહેજ નહિ, અને ગાય તાર્યા વગર રહે નહિ એ લોકપ્રસિદ્ધ કહાણી છે) અહી ભેસ એટલે પ્રમાદ અને પૂછડું એટલે શરણ, અથવા ભેસ એટલે લાતો મારે એવા-ખાઇ પી ખુદે એવા નામધારી સાધુઓ ભેસ જેવા ગુરૂનુ શરણ કરી ભવ-જળપાર ઉતરવા ઇચ્છે એવી આ મૂર્ખ દુનીઆને કેટલી વાર સમજાવુ ?

(૧) મુસા પેગમ્બર પણ કાળથી ડરે છે, કારણકે કાળનુ જોર એટલુ બધુ છે કે સ્વર્ગલોક, પાતાળ તથા પૃથ્વી ત્રણે જગાએ 'ઘોર' એટલે કબરો તો ખરી જ છે કાળદેવનું રાજ્ય સર્વ સ્થળે છે લાબા આયુષ્યવાળા દેવને પણ મરવાનુ તો છે જ

(૨) ફાગણ મહીનો આવતો જોઇને વનસ્પતિ—ઝાડ ઝૂરે છે અને કહે છે કે મ્હારી પ્યારી પુત્રીઓ અર્થાત્ ડાળીઓ કે જહેને આજ સુધી મ્હે લાડ લડાવ્યા હતા તે હવે જતી રહેશે

પાન ઝરંતા દેખકે, હઁસતી કૂપલિયાં;
હમ ચાલે તુમ ચાલીહો, ધીરી બાપલિયાં. ૩
પાન ઝરંતા યોં કહે, સુન તરવર બનરાય,
અબકે બિછુરે કબ મિલે ? દૂર પડેંગે જાય ૪

૨

ફિર તરવર ભી યોં કહે, સુનો પાત એક બાત;
સઇયાં ઐસા સરજિયા, એક આવત એક જાત. ૧
માલન આવત દેખકર, કલિયોં કરી પુકાર;
ફૂલે ફૂલે ચુંન લિયે, કાલ હમારી બાર. ૨
ચક્કી ફિરતી દેખકે, દિયા કબીરા રોય;
દો પડ બિચ આય કે, સાબિત ગયા ન કોય ! ૩

(૩) પાંદડાં ખરતાં જોઇને ઝીણી કુંપળો હસે છે, તે વખતે પાંદડાં કહે છે મ્હારી ન્હાની બ્હેનો ? આજે અમે જઇએ છીએ, કાલે ત્હમારો વખત પાકશે એટલે ત્હમારે પણ જવાનુ છે, માટે બાપડીઓ ! ધીરી થાઓ, ધીરી

(૪) પાદડાં ખરતા ખરતા બોલે છે· હે વૃક્ષ ! હે વનના રાજા! આજના છૂટા પડયા પછી હવે આપણે ક્યહારે ફરી મળીશું ! હવે તો અમે ત્હમારાથી દૂર પડીશું.

(૧) પછી તરૂવર એટલે વૃક્ષ જવાબ આપે છે હે પાંદડાઓ ! મ્હારી વાત સાભળો, આ દુનીઆમા એક આવે છે અને એક જાય છે, એવી જ ઘટના ચાલે છે, માટે શોક કરવો નકામો છે

(૨) માળણને આવતી જોઇને, નહિ ખીલેલી એવી ઝીણી કળીઓ પોકાર કરવા લાગી કે અરેરે ! આજે તો આ માળણ ખીલેલાં પુષ્પોને લઇ જાય છે અને અમારો વારો પણ કાલે જ આવશે.

(૩) ઘટીને ફરતી જોઇને એક વાર કબીરજીને રડવુ આવ્યુ. અરેરે આ બે પડ વચ્ચે આવનાર સર્વ કોઇ પિસાઇ જાય છે, કોઇએ અણિશુદ્ધ જતો નથી ! (કાળ સર્વનો ભક્ષ કરી જાય છે)

આરે પારે જો રહા, ઝીના પીસે સોય;
ખૂંટ પકડકે જો રહે, (તાકો) પીસ સકે ના કોય. ૪

૩

કાલ સીસ પર આ ખડા, જાગ પિયારે મિત્ત;
રામ સનેહિ બાવરા, તૂ કયોં સોવે નચિંત ? ૧
માટી કેરા પૂતલા, માનુષ ધરિયા નામ;
દિન દોચારકે કારને, ફિર ફિર રોકે ઠામ. ૨
ખડ ખડ બોલી ઠીકરી, ઘડઘડ ગયે કુંભાર;
રાવન સરખે ચલ ગયે, (જો) લ કાકે સરદાર. ૩

---

(૪) જે દાણા ઘંટીના નીચલા પડ પર અહીં તહીં પથરાયલા રહે છે તે તો પિસાઇને આટો થઇ જાય છે, પણ જે ખીલાની પાસે પડી રહે છે ત્હેને કોઇ પિસી શકતું નથી, જે માણસ વિકસિત થયેલી માયાના પડ પર ફરે છે તે પિસાઇ જાય છે પણ જે મધ્ય બિંદુને પકડીને બેસે છે અર્થાત્ પરમ તત્ત્વમા જ લીન થઇ રહે છે તે ગમે તેટલા કાળ સુધી માયાની ઘંટી ચાલે તોપણ પિસાતા નથી. એ તો ઉલટા ઘંટીનુ વાજીત્ર નીરાંતે સાભળવા પામે છે!

(૧) કાલ નામનો એક શત્રુ મ્હાથે આવી ઉભો છે! હે પ્યારા મિત્ર! હવે તો તુ જાગ! રામમાં સ્નેહ રાખવાવાળા પરન્તુ બાવરા બનેલા, હે મિત્ર! નચિંત સૂવાનુ ત્હને કેમ કરી પાલવશે?

(૨) આપણે સર્વ માટીના (પચભૂતના) પૂતળા છીએ અને પૂતળાનુ 'મનુષ્ય' એવુ નામ માત્ર પાડેલુ છે. અહીં બે ચાર દિવસ, કાંઈ કામ કરવા માટે (સાધ્યની પિછાન કરવા માટે) આવ્યા હતા તે પાછા ચાલ્યા જાઇશુ અને ફરી ફરી જન્મ લઇને જગા રોકવાના છીએ

(૩) માટીની ઠીકરી (શરીર) ખડખડ હસીને કહે છે કે, ઘણાએ કુભાર આવી ઠીકરી ઘડી ઘડીને રસ્તે પડયા છે! રાવણ

ધવણિ ધવતી રહ ગઈ, બુઝિ ગયે અંગાર;
અહરણિ રહ્યા ઠમૂકડા, જબ ઉઠિ ચલે લુહાર ૪

કાચી માયા મન અસ્થિર, થિર થિર કામ કરંત;
જ્યોં જ્યોં નર નિધડક ફિરે, ત્યોં ત્યોં કાલ હસંત. ૫

કાલ હમારે સંગ રહે, કૈસી જતનકી આસ ?
દિન દસ રામ સભારલે, જબ લગ પિંજર પાસ. ૬

પાવ પલકકી ખબર નહિં, કરે કાલકો સાજ;
કાલ અચાનક ઝડપશી, જ્યોં તીતર પર બાજ, ૭

કબીર ગાફિલ ક્યોં ફિરે, ક્યોં સોતા ઘનઘોર ?
તેરે સિર પર જમ ખડ઼ા, જ્યોં અંધિયારે ચોર ૮

---

સરખા કુંભારે પણ એવી એક માટીની હાડલી ઘડી હતી, પરન્તુ તે લકાનો સરદાર પણ ચાલ્યો ગયો। શરીરને ઘડનાર–શરીરમાં જોઇતા તત્ત્વો એકઠા કરનાર 'કર્મ' છે અને તે કર્મનો કર્ત્તા આત્મા છે તે કુભાર જેવો છે તે ખરેખર કુભાર એટલે અક્કલ વગરનો જ છે, કારણ કે ઘડીમા ભાગે એવા વાસણ ઘડે છે।

(૪) લુહાર ચાલ્યો ગયો એટલે ધમણ બધ થઇ અને અંગારા બુઝી ગયા તથા એરણના ધબકારા પણ બધ થયા તેમજ, આત્મા ચાલ્યો ગયો ત્હારે ફેફસાની ગતિ બધ થઈ, જઠરાગ્નિ બુઝાઇ ગયો, અને નાડીના ધબકારા ચૂપ થઇ ગયા

(૫) કાળદેવને માણસ સામું જોઇને હસવુ આવે છે, કારણ કે માણસની કાયા કાચી છે અને મન અસ્થિર–ભટકતું છે તથા પોતાને કરવાનું જે ખરૂ કામ (પરમતત્ત્વને પીછાનવાનુ) તે તો બહુ જ ધીમેથી થાય છે તો પણ માણસ નિડર–ન ફકરો થઇ ફરે છે, તે જોઈ કાળને હસવુ આવે છે

કબીર ! જો દિન આજ હૈ, સો દિન નાહીં કાલ,
ચેત સકે તો ચેત લે, બિચમેં કાલ સમાલ ૯

૪

આયા હૈ સો જાયગા, રાજા રંક ફકીર,
કોઈ સિંહાસન ચઢ ચલે, કોઈ બંધ જાત જંજીર. ૧
સંગી હમારે ચલ ગયે, હમ ભી જાને હાર;
કાગજ કછુ બાકી લિખા, તાસે લાગી બાર ! ૨
કબીર થોડા જીવના, માંડા બહુત મંડાન;
સબહિ છોડકે ચલ ગયે, રાવ રંક સુલતાન ૩
કાહે ચુનાવે મેડીયાં, કરતે દોડાદોડ ?
ચિઠ્ઠી આઈ રામકી, ગયે પલકમેં છોડ. ૪
જિન ઘર નૌબત બાજતી, હોતે છતીસોં રાગ;
સો ઘર હી ખાલી પડે, બૈઠન લાગે કાગ ૫

---

(૯) જે દિવસ આજ છે તે કાલ રહેવાનો નથી ચેતી શકે તો ચેતજે, બે કાલ વચ્ચે કાળદેવ છૂપો છે તે તુ સંભાળજે.

(૧) રાજા-રંક-ફકીર સૌ કોઇ ( જેટલા આવ્યા છે તેટલા બધા ) જવાના જ છે. કોઈ સિંહાસન પરથી જશે ( રાજા બનીને મરશે ) અને કોઈ જંજીર-બેડી પહેરીને ( જેલમા જઈને ) મરશે, પણ જશે તો બધાએ

(૨) અમારા સોબતી ચાલ્યા ગયા છે અને અમારે પણ જવાનુ જ છે, વાર થવાનુ કારણ એટલુ જ છે કે કાગળમા (એટલે વિધાતાના લેખમા ) અમારે જવાનુ ચોઘડીઉ જરા મોડુ લખાયલુ છે !

(૩) હે કબીર ! જીવતર ટુંકુછુ અને મંડાણ તો મ્હોટુ માડયું છે રાજા, રંક અને સુલતાન પણ સઘળુ મંડાણુ છોડીને ચાલ્યા ગયા છે

(૪) તું શા માટે મ્હોટી મ્હોટી મેડીઓ-હવેલીઓ ચણાવે છે અને શા માટે દોડાદોડ કરે છે ? રામની ચિઠ્ઠી આવશે કે તરત ચાલવાનુ છે.

જિન ગર નૌબત બાજતી, મગલ બાંધે દ્વાર,
એક હરીકે નામ બિન, ગયા જનમ સબ હાર. ૬

૫

જાગો લોકો સોવો મત, કરો ન નીંદસે પ્યાર,
જૈસા સપના રૈનકા, ઐસા એ સંસાર. ૧
ઉંચા ચઢ પુકારીયા, બુમત મારી બહોત,
ચેતનહારા ચેતિયે, સિરપૈ આઈ મોત ! ૨
સબ કોઈ મર જાત હૈ, કાલ જાલકી પાસ;
રામ નામ પુકારતાં, કોઈક ઉબરા દાસ ૩
એક બૂદકે કારને, રોતા સબ સસાર;
અનેક બૂદ ખાલી ગયે, તિનકા કૌન બિચાર ? ૪
મરતે મરતેં જુગ મુવા, અવસર મુવા ન કોય;
દાસ કબીરા યો મુવા, બહુરિ ન મરના હોય ૫

(૧) હે લોકો ! જાગો ! સૂઇ ન રહો, નિદ્રા સુદરીથી પ્યાર ન બાધો. રાત્રિના સ્વપ્ન જેવો આ સસાર છે

(૪) એક બુદ–પરબ્રહ્મનુ એક કિરણ જે શરીરમા આવી વસ્યુ છે એવુ એક શરીર જીવ વગરનુ થતાં લોકો રડારોળ કરી મૂકે છે; પણ વિચારતા નથી કે એવા તો અનેક 'બુંદ' ખાલી (ધર્મનુ ભાથુ લીધા વગર ) ચાલ્યા ગયા અને જાય છે

(૫) જીવને મરતા—જન્મતા અનેક જુગ વહી ગયા, એટલે કે અનેક યુગો થયા આ જીવ જન્મમરણના ફેરા ફરે છે, પણ હજીએ અવસર એટલે કાળ અથવા ટાઇમનુ મૃત્યુ થયુ નહિ ! ( બીજો અર્થ એવો થાય કે, અનેક વખત આ જીવને મરવાના પ્રસગ આવ્યા છતા હજીએ અવસરે એટલે પ્રસગ આવે 'મરતા' આવડયુ નહિ ! મતલબ કે કોઇ વાતમા ગમ ખાવી પડે–મુડદાલ જેવા થવુ જોઇએ તો તેવે

જિન મરનેસે જગ ડરે, ઉસમેં મુઝે આનંદ;
કબ મરિયે કબ ભેટિયે, પૂરન પરમાનદ. ૬

૬

મરૂં મરૂં સબ કોઈ કહે, મેરી મરે બલાય;
મરના થા સો મર ચુકા, કોન મરેહિ અબ જાય ? ૧
મન મૂવા માયા મુઈ, સશય મુવા શરીર;
અવિનાશી તો ના મરે, તૂ ક્યોં મરે કબીર ? ૨
જીવતસે મરનો ભલો, જો મર જાણે કોય;
મરને પહેલે જો મરે, કુલ ઉજિયારા હોય. ૩

વખતે ગમ ખાતાં આવડી નહિ ) કબીરજી તો એવી રીતે મૂઆ છે કે જેથી ફરી જન્મવુ જ ન પડે, મતલબ કે પરબ્રહ્મમા લીન થયેલા સતો મરણ પામે છે તે સાથે, ત્હેમના ઉપર આજ સુધી રાજ કરતો અવસર એટલે કાળ પણ મરી જાય છે, મતલબ કે ત્હેમને હવે કાળનુ બધન નથી ( કાળ–ક્ષેત્ર–સંજોગ વગેરે કશાની એમને મર્યાદા નથી )

(૬) જે મૃત્યુથી લોકો ડરતા રહે છે· તે મૃત્યુમાં મ્હને તો આનંદ લાગે છે. હું તો કહું છુ કે મરણને ક્યહારે ભેટીએ કે જેથી પૂર્ણ પરમાનદને પણ ભેટવાની તક મળે ?

(૧) સર્વ કોઇ કહે છે કે "હુ મરવાને ખુશી છું" પણ (કબીરજી કહે છે કે) "મ્હારી તો બલારાત મરે છે! મરવાનુ જે કાઇ હતુ તે તો (એટલે કે મન) મરી ગયુ છે, હવે કોણ મરે ?"

(૨) મન, માયા અને શરીરના સશયો (ખોટા વેહેમો) મરી ચૂકયા જે અવિનાશી હોય તે કાઇ મરતો નથી તો પછી હે કબીર! તું કેમ કરી મરવાનો હતો ?

(૩) જે માણસ મરવાની વિદ્યા જાણતો હોય ત્હેને માટે તો જીવવા કરતા મરવું બેહેતર છે. શરીરના મરવા પહેલા જે માણસ મનથી મરી જાણે છે ત્હેના જીગરમા સર્વત્ર પ્રકાશ થઇ રહે છે

મરતેં મરતેં જુગ મુવા, સુત બિત દારા જોય;
રામ કબીરા યેં મુવા, એક બરાબર હોય. ૪
ના મૂવા ના મર ગયા, નહિ આવે નહિ જાય;
એ ચરિત્ર કરતારકા, ઉપજે ઔર સમાય ૫
જબ તક આસ શરીરકી, નિર્ભય ભયા ન જાય,
કાયા માયા મન તજે, ચૌપટ રહે બજાય ! ૬
નિજ ઘર જલાનેકો લિયા, મૈંને પલીતા હાથ;
જો ઘર જાલો આપકા, તો ચલો હમારે સાથ ! ૭
ઘર જાલે ઘર ઊગરે, ઘર રાખે ઘર જાય;
એક અચબા દેખિયા, મડા કાલકો ખાય ! ૮

---

(૪) મરતાં—મરતાં (જન્મ-મરણના ફેરા ફરતા) અનેક જુગો મરી ગયા-થઈ ગયા, અને દરેક જન્મમા સ્ત્રી—પુત્ર—ધન વગેરે મેળવ્યુ અને ખોયુ. પણ કબીરજી મૂઆ તે રામજીમા ભળી ગયા —પરમતત્ત્વમા સમાયા

(૫) આત્મા તો મરતોએ નથી અને આવતો-જતો પણ નથી આ સર્વ તો કર્મની લીલા છે, કે જેથી માણસો ઉપજતા અને સમાઈ જતા દેખાય છે

(૬) જ્યહા સુધી સ્થૂલ શરીરની મમતા છે ત્યહા સુધી નિર્ભય દશા પ્રાપ્ર થવાની નહિ (શરીર પોતે રોગ અને વિનાશને પાત્ર છે માટે. ) પણ જો કાયા અને માયાની દરકાર મનમાથી દૂર થાય તો પછી તેવા માણસ માટે આખુ વિશ્વ ખુલ્લુ છે। ખુશી આવે ત્યહા જાય (સૂક્ષ્મ ભુવનોમા પણ વિહાર થઈ શકે)

(૭) કબીરજી કહે છે કે મ્હારૂ ઘર બાળવા માટે મ્હે મ્હારા હાથમા પલીતો લીધો છે, ત્હમારે પણ જો ત્હમારૂ ઘર બાળવુ હોય તો ચાલો અમારી સાથે। કારણ કે —

(૮) ઘર બાળવાથી જ ઘર ઉગરે છે અને ઘર સાચવવાથી ઘર જાય છે એક આશ્ચર્યભરી વાત મ્હે જોઇ કે મુડદુ કાળને

કબીર મરતક દેખ કર, મત ધારો વિશ્વાસ;
કબહૂ જાગે ભૂત હોય, કરે પિંડકો નાસ. ૯

મરતક તો તબ જાનિયે, 'આપા' ધરે ઉઠાય;
સહજ શૂન્યમેં ઘર કરે, તાકો કાલ ન ખાય ૧૦

સહજ શૂન્યમે પાઈયે, જહાં મરજી વહાં મન,
કબીર ચુન ચુન લે ગયા, ભીતર રામ રતન- ૧૧

---

ખાય છે ! સ્થૂલ ઘર એટલે બહારનુ શરીર, ત્હેના ભોગે જ કાર્મણ શરીરરૂપી ઘર ઉગરી શકે, જેઓ સ્થૂલ શરીરને સાચવવાની જ ગરજ કરે છે ત્હેમના કાર્મણ શરીર બળેલા જેવા-કદરૂપ દશામાં પડયા હોય છે જેનુ મન મરી ગયેલુ હોય છે તેવો માણસ કાળને પણ ખાઈ શકે છે

(૯) કબીર કહે છે કે હે ભાઇઓ ! મરતા માણસને જોઇને એમ ધારી બેસતા નહિ કે એ માણસ ખરેખર જ મરી ગયો છે. કેટલીકવાર એમ પણ બને છે કે મુએલો પાછો ભૂત થઇને જાગે છે અને મરણ ક્રિયામાં મૂકાતા 'પિંડ'નો પણ નાશ કરે છે

(૧૦) ખરૂ મરણ તો ત્યહારે જ માનવુ કે જ્યહારે 'હુંપણું' દૂર થાય. જેનુ મન શૂન્યમા ઘર કરે એટલે કે શૂન્યરૂપ થઇ જાય, મતલબ કે જેના મનમાથી આ દેખીતી દુનિયાને લગતા સર્વ ખ્યાલ દૂર થાય ત્હેને કાળ કદી ખાઈ શકતો નથી.

(૧૧) સહજ શૂન્ય દશા પ્રાપ્ત થાય એટલે પછી કોઇ પણ સ્થળે જવાનો સંકલ્પ થયો કે ત્યહા પહોચી જ ગયા, એવુ બને છે કબીર કહે છે કે, મ્હે મ્હારા ભીતર અથવા મનને સઘળી વસ્તુમાંથી વીણી લઇને રામ રૂપી રત્ન સાથે એકરૂપ કરી દીધુ છે

ફૂલન થે સો ગિર પડે, ચરન કમલસે દૂર;
કલિયોંકી ગત અગમ હૈ, તાતે રામ હજૂર. ૧૨

## (૬) બહારના પરમેશ્વરથી ઠગાતા નહિ.

૧

પત્થર પૂજે હરિ મિલે, તો મૈ પૂજૂ ગિરિરાય;
ઈસસે તો ચક્કી ભલી, પિસ ખાય સંસાર ! ૧

દેહી નિરંતર દેહરા, તામે પરતછ દેવ;
રામ નામ સુમરન કરો, કહા પત્થરકી સેવ ? ૨

(૧૨) અભિમાનથી ફૂલી ગયેલા ફૂલો યાને પુષ્પો કમળના ચરણ એટલે થડથી દૂર ખરી પડે છે, પણ નાજુક કળીઓની ગતિ અગમ્ય હોવાથી તેઓ કમળના ચરણ આગળ રહે છે (જેઓ દુનીઆદારી) મા ફૂલી જાય છે તેઓ પ્રભુના ચરણકમળથી દૂર છે, ત્હેમને સત્‌ના દર્શનનો લાભ મળતો નથી. પણ કળીઓ (અંગોપાગ સંકોચીને અંદરથી ખીલવાનો પ્રયાસ કરતી કળીઓ) હરિની નજદીકમા રહેવા પામે છે.

(૧) પત્થરને પૂજવાથી જો હરિ મળતા હોય (આત્મતત્ત્વ પ્રાપ્ત થતુ હોય) તો તો હુ આખો પહાડ જ પૂજી કહાડું ! અરે પહાડને પૂજવા કરતા પણ ઘંટીની પૂજા કરૂ તો કેવુ સારૂ કે જે ઘંટી મ્હારે માટે આટો પિસવા જેટલુ પણ કામ કરી આપશે !

(૨) આ દેહ એ જ દે'રૂ છે, અને એમા જ ખરેખરો દેવ (આત્મા) બેઠો છે માટે ભાઈઓ ! એ ભીતરમાના રામના નામનુ ધ્યાન ધરો, આત્મભાવમા લીન થાઓ, બાકી પત્થરની સેવા તો ત્હમારૂ કાંઇ ઉકાળશે નહિ

પત્થર મુખ ના બોલહિ, જો સિર ડારો કૂટ;
રામ નામ સુમરન કરો, દૂજા સબહી જૂઠે. ૩
કુબુધીકો સૂઝે નહિ, ઉઠ ઉઠ દેવલ જાય;
દિલ દેહરાકી ખબર નહિ, પત્થર તે કહા પાય ? ૪
પત્થર પાની પૂજ કર, પચ પચ મુવા સંસાર;
ભેદ નિરાલા રહ ગયા, કોઈ બિરલા હૂવા પાર. ૫

મહાત્મા કબીરના આ વચનો સાથે યોગીન્દ્રદેવ નામે જૈન પૂર્વાચાર્યે રચેલા 'સ્વાનુભવદર્પણ' નામના ગ્રંથની ૪૧ થી ૪૪ સુધીની ગાથાઓ સરખાવવા જેવી છે તે ગાથાઓનુ ગુજરાતી પદ્યબંધ ભાષાંતર શ્રીયુત લાલને નીચે મુજબ કર્યું હતુ, -અને તે માટે તે ભાઇને ત્હેમની મૂર્તિપૂજક જૈન કૉન્ફરન્સે માફી માગવાની ફરજ પાડી હતીઃ

તીર્થે ને દેહેરા વિષે, નિશ્ચેય દેવ ન જાણ,
જિન ગુરૂવાણી એમ કહે, દેહમાં દેવ પ્રમાણ. ૪૧

તન મદીરમા જીવ જિન, મદિર મૂર્ત્તિ ન દેવ,
રાજા ભિક્ષાર્થે ભમે, એવી જનને ટેવ. ૪૨

નથી દેવ દેહરાં વિષે, છે મૂર્ત્તિ ચિત્રામ,
જ્ઞાની જાણે દેવને, મૂર્ખ ભમે બહુ ઠામ. ૪૩

ખરો દેવ છે દેહમા, જ્ઞાની જાણે તેહ;
તીર્થ દેવાલય દેવ નહીં, પ્રતિમા નિશ્ચય એહ. ૪૪

(૩) કદાચ ત્હમે પત્થરની મૂર્ત્તિ સાથે માથુ ફોડી નાખો તો પણ તે બોલવાની નથી-મતલબ કે ત્હમારી અરજ બહેરા કાન ઉપર અથડાઈ ફોકટ જશે, માટે રામનામનું સ્મરણ કરી લો, બીજું સર્વ જૂઠું છે

(૪) 'કુબુદ્ધિ'ને અક્કલ ન હોવાથી ઉઠી ઉઠીને દેવળમા જાય છે દીલરૂપી દે'રામાં આત્મારૂપી દેવની જેમને ખબર નથી એવા પત્થરોને તત્ એટલે 'તે'ની-ખરા દેવની પ્રાપ્તિ કેમ થાય ?

(૫) પત્થરમા અને પાણીમા દેવ સમજી મૂર્ખ માણસો ત્હેમની પૂજા કરીકરીને અને બાહ્ય ક્રિયાઓમા લુબ્ધ રહીને સસારમા ડૂબી

મક્કે મદિનેમેં ગયા, વહાંભી હરકા નામ;
મેં તુહે પૂછુ હે સખી! કિન દેખા કિસ ઠામ ? ૬

૨

રામ નામ સબકોઈ કહે, ઠગ ઠાકુર ઔર ચોર;
ધ્રુવ પ્રલ્હાદ સબ તર ગયે, યહિ નામ કછુ ઓર! ૧

સુદ્ધી બિન સુમરન નહિં, ભાવ બિન ભજન ન હોય;
પારસ બિચ પરદા રહા, ક્યોં લોહ કંચન હોય? ૨

---

ગયા છે. પરમ તત્ત્વનો ભેદ તો એમનાથી દૂર રહી ગયો છે, એ ભેદ તો વીરલા જ જાણે છે, કે જેઓ ભેદ જાણવાથી ખરે રસ્તે પાર પહોચે છે.

(૬) મક્કા–મદીનામાં જાઓ ત્યહાં પણ હરિ કે ખુદાનુ જ નામ છે, તો કબીરજી મુસલમાનોને પૂછે છે કે, હે મ્હારી બ્હેનો! મક્કા મદીનામાં કઈ જગોએ અને કોણે ખુદાને દીઠા? મતલબ કે ખુદા તો અંતરમા જ જોઈ શકાય છે

(૧) ઠગ લોકો, ઠાકોર લોક તેમ ચોર લોક પણ રામનું નામ ઉચ્ચારે છે; પરન્તુ ધ્રૂવ અને પ્રલ્હાદજી જે રામનામથી તરી ગયા તે નામ તો કોઈ જૂદી જ જાતનું હતું. (તે કોઈ મ્હોટેથી. ઉચ્ચારાતુ નામ ન હતુ પણ અંતરના એકતારનુ પરિણામ હતુ.)

(૨) મનશુદ્ધિ વગર રામનુ સ્મરણ નકામુ છે અતરના ભાવ વગરનુ ભજન નકામુ છે. પારસમણિમા લોઢાને સોનુ કરવાનો ગુણ છે એ વાત તો ખરી પણ લોઢા અને સોનાનો સ્પર્શ થાય તો જ એ બનાવ બને, એ બે વચ્ચે કોઈ પણ પડદો રાખશો તો સોનુ કેમ કરી થશે? તેમ હરિનો સ્પર્શ જ (મનથી) કરો તો તો જરૂર હરિ રૂપ થઇ જશો, બાકી વાતો કરવાથી કાંઇ ન થાય

સુમરન સિદ્ધા યોં કરો, જયોં ગાગર પનિહાર;
હાલે ચાલે સુરતમે, કહે કબીર બિચાર ૩
સમરન સિદ્ધા યોં કરો, જૈસે દામ કંગાલ;
કહે કબીર બિસરે નહીં, પલ પલ લેત સભાળ. ૪
જૈસી નિયત હરામ પૈ, ઐસી હરસેં હોય;
ચલા જાય વૈકુઠમે, પલ્લા ન પકડે કોય ૫
બાહિર કયા દિખલાઇયે ? અતર કહિએ રામ,
નહીં મામલા ખલકસોં, પડા ધનીસે કામ. ૬

---

(૩) હરિનુ સ્મરણ કરવાની રીત બતાવે છે કે, જેમ પાણી ભરવા ગયેલી સ્ત્રી માથે ભરેલું બેડુ હોવા છતાં હાલે છે, ચાલે છે અને સખીઓને તાળી પણ દે છે પણ બેડુ પડે નહિ એવી સુરત લગાવે છે, તેમ ત્હમે પણ સસારના કામ કરવા છતા હરિથી સુરત લગાવી રાખો.

(૪) વળી પણ સ્મરણ કરવાની રીત બતાવે છે કે, જેમ કગાલ લોકો દામ એટલે પૈસાનુ નામ ઘડી પણ ભૂલતા નથી તેમ કબીરજી કહે છે કે, ત્હમે પણ ઘડી ઘડી હરિનુ નામ સ્મરણમા રાખો

(૫) હરામનું-વગર મહેનતનું ધન લેવા તરફ જેટલી લગની છે તેટલી જ લગની હરિમા હોય તો ત્હમે સીધા વૈકુંઠમા ચાલ્યા જાઓ, કોઇની મગદૂર નથી કે ત્હમારો પલ્લો પકડીને રોકવાની હિમ્મત ધરે

(૬) રામનુ નામ કિમતી છે માટે બહાર શા માટે ઉચ્ચાર કરવો ? શા માટે ત્હેનો દેખાવ (Show) કરવો ? આપણે ખલક અથવા દુનિયાથી કાઇ કામ નથી, આપણે તો ધણી એટલે હરિથી કામ છે આપણી ભક્તિ, ધણી પોતે સ્વીકારે એટલે બસ, આતરચક્ષુ વગરની દુનીઆ ત્હારી ભક્તિ જોઈ શકે તેમ છે જ નહિ, તે તો બગલા ભક્તોના લાબા પોકાર અને બાહ્ય તપથી વાહવાહ કરે તેમ છે માટે તું ત્હેમના અભિપ્રાયની દરકાર કરતો જ ના.

## (૭) ભક્તિ કેવી રીતે કરશો ?

માલા તો કરમે ફિરે, જીભ ફિરે મુખમાંહિ;
મનુવા તો ચૌદિસ ફિરે, ઐસો સુમરન નાહિ ૧

સુમરન ઐસો કીજિયે, ખરે નિશાને ચોટ;
સુમરન ઐસો કીજિયે, હલે નહી જીભ હોઠ ૨

અંતર 'હરિ હરિ' હોત હૈ, સુખકી હાજત નાહિં;
સહજે ધુન લાગી રહે, સંતનકે ઘટ માંહિ. ૩

---

(૧) હાથમા **માળા** ફરે, મુખમા **જીભ** ફરે અને તેજ પ્રમાણે **મન** પણ વિશ્વમા ફરે છે–ભટકે છે, તો એવી જાતના પ્રભુ-સ્મરણથી શુ દહાડો વળવાનો હતો ?

(૨) જેમ કોઈ નિશાનબાજ માણસ બરાબર ધારેલા નિશાન પર જ તીર ચ્હોટાડી દે છે, તેમ ત્હમે પણ પ્રભુ ઉપર ત્હમારૂ ધ્યાન ચ્હોટાડો જીભ કે હોઠ હલાવવાની જરૂર નથી ધ્યાન કોઈ **શબ્દથી** નહિ પર **મનથી** થવાનુ છે.

(૩) 'સત' અથવા 'હરિજન' કેવા હોય છે ? તો કહે છે કે, એમના અંતરમા હરિનું **'ભાન'** સદૈવ હોય છે, તેથી મુખથી 'હરિ' એવો ઉચ્ચાર કરવાની એમને 'હાજત' અથવા ભૂખ રહેતી નથી. સતના ઘટમા 'સહજ' અથવા સ્વાભાવિક રીતે જ ધૂન લાગી રહેતી હોય ત્ય્હા બાહ્ય પોકારની શી જરૂર હોય ? આ પદમા 'સત'ની વ્યાખ્યા બહુ સારી આપી છે 'સત' એ સસ્કૃત શબ્દ છે અને તે અસ્=હોવુ એ ધાતુ ઉપરથી નીકળેલો છે જે હરિવાસમા 'છે' અથવા જે અમરતાના ભાનમા દાખલ થયો છે તે જ સંત અથવા હરિજન. બાહ્ય ક્રિયા ઉપરથી સતની પરીક્ષા થાય જ નહિ

સુમરન સુરતિ લગાય દે, મુખસે કછુ ન બોલ;
બાહરકે પટ દેય કે, અંતરકે પટ ખોલ ૪

લૌ લાગી તબ જાનિયે, કબહૂ છૂટ ન જાય;
જીવત હિ લાગી રહે, મૂવા માંહિં સમાય. ૫

બૂંદ સમાના સમુદ્રમે, જાનત હૈ સબ કોય;
સમુદ્ર સમાના બૂંદમેં, જાને બિરલા કોય. ૬

---

(૪) ભક્તિ કેમ કરવી તે બતાવે છે પ્રભુ સાથે એવી સુરતિ લગાવ કે મ્હોઢેથી કાંઈ ન બોલવું પડે બહારની સર્વ ક્રિયાઓ મોકૂફ રાખી અંદરના પડદા ખોલ દેહના બાહ્ય ધર્મોને વિસારી આત્માના આતરિક ધર્મમાં લીન થા. જેમ કોઈ માણસ જગતથી કંટાળીને પોતાના ઘરમાં પેશી, બારણા બંધ કરી, પોતાની પતિ-પરાયણ સ્ત્રી કે હસમુખા બાળકોમાં સુખ શોધે, તેમજ હે ભક્ત! તુ બાહ્ય પ્રવૃત્તિ છોડી, ઇંદ્રિયોનાં દ્વાર બંધ કરી, અંદર પ્રવેશ કર, ત્હાં સુમતિ રૂપી સ્ત્રી કે સાર્વત્રિક પ્રેમના વિચારો રૂપી બાળકો સાથે કલ્લોલ કર

(૫) પરમાત્માનો ખરો પ્રેમ લાગ્યો છે એમ બોલનારા તો ઘણાએ હોય છે; પણ ત્હેની કસોટી શી? જે માણસ જીવતા સુધી તો પરમાત્માના પ્રેમમાં મસ્ત રહે એટલુ જ નહિ પણ મૃત્યુબાદ પણ એ પ્રેમના રાજ્યોમા જ જાય એ જ માણસ ખરો પ્રેમી સમજવો મતલબ કે ખરો પ્રેમ સમય, જગા કે સન્જોગોથી **મર્યાદીત** નથી હોતો.

(૬) પાણીનું એક બિંદુ સમુદ્રમા સમાય એ તો સમજાય એવી વાત છે, પણ સમુદ્ર આખો એક બિંદુમા સમાઇ જાય એ સમજાવું મુશ્કેલ છે. છતા ધ્યાનમાં મસ્ત રહેનાર પુરૂષ અને પરમાત્મા તે એની બાબતમાં ઉપર મુજબ જ બને છે. ધ્યાન ધરનાર મનુષ્યનું હૃદયાકાશ કે જે એક બિંદુ અથવા બુદ સમાન છે ત્હેમાં તે, પરમાત્માને કે

ભક્તિ દ્વાર હૈ સાંકડા, રાઈ દસમા ભાય;
મન જબ મ્હાવત હો રહા, ક્યોં કર સકે સમાય ? ૭
રાઇ બાંટા બીસવાં, ફિર બીસનકા બીસ;
ઐસા મનુવા જો કરે, તાહિ મિલે જગદીશ ૮
માલા જપૂં ન કર જપૂં, મુખસે કહૂ ન રામ;
રામ હમારા હમકો જપે, (મૈં) બૈઠ કરૂં વિશ્રામ ! ૯

આખા વિશ્વને ભાળી શકે છે પવિત્ર થયેલા–પ્રકાશિત હૃદયમાં આખા વિશ્વનુ પ્રતિબિંબ ભળાય છે આ 'યોગ'નો વિષય અતિ ગહન છે, તેથી વિરલા–યોગી જનો જ તે સમજી શકે છે.

(૭) 'ભક્તિદ્વારા' એટલે જે દરવાજે થઇને ભક્તો પરમાત્મા પાસે જઈ શકે છે તે દરવાજો એવડો તો સાંકડો છે કે જાણે રાઇના દાણાનો દસમો ભાગ જોઇ લો ! એવા સાકડા દરવાજામા થઈને જવાનુ છે છતા મન તો કહે છે કે હુ હાથી ઉપર માવત બેગે છે તે જગાએ બેસીને દરવાજામા પેસું ! આ વાત કેમ બને ? માટે મન જો અભિમાન રૂપી હાથીથી નીચે ઉતરીને ન્હાનુ થઈ જાય—નમ્રતા શીખે તો જ તે સાકડા દરવાજાથી પ્રવેશ કરી પરમાત્માની હજુરમા આવી શકે. 'નમે તે હરિને ગમે' અર્થાત્ નમ્રતા રાખે –અહંપદથી દૂર રહે તે માણસ પરમતત્ત્વની પ્રાપ્તિનો અધિકારી થાય

(૮) વળી આગળ વધીને કબીરજી કહે છે કે, રાઈના દાણાના દશમા ભાગ જેટલો દરવાજો છે માટે તે દરવાજે થઇને જવાની ઇચ્છા રાખનાર મન તો રાઇના વીસમા ભાગના પણ વીસમા ભાગ જેવડુ બનાવવુ જોઇએ.

(૯) મ્હારે લોકોની માફક હાથથી માળા જપવાની જરૂર નથી અને મુખથી પણ જપવાની જરૂર નથી હું તો શાન્ત બેઠો રહુ છુ અને મ્હારો રામ ઉલટો મ્હને જપે છે ધ્યાનારૂઢ થઈ પરમાત્મસ્વરૂપમા લીન થવાથી આત્મસ્વરૂપ જોવાય છે

## (૮) સાધુ કોને કહેવા ?

૧

કેશોં કહા બિગાડિયા, જે મૂંડે સૌ બાર ?
મનકો કાહે ન મૂડિએ, જામે વિષય વિકાર ? ૧
મન મૈવાસી મૂડિ લે, કેશોં મૂડે કાંઈ ?
જો કૂછ સો કિયા સો મન કિયા, કેશોં કીયા નાંહિ ૨
સ્વાંગ પહરિ શૂરા ભયા, ખાયા પીયા ખૂદ;
જેહિ સેરી સાધૂ નીકલે, સો તો મેલ્હી મૂંદ ૩

---

(૧) હે દ્રવ્યસાધુઓ ! હે સાધુવેષધારીઓ ! ત્હમારા માથાના કેશ એટલે **વાળનો** શો વાક છે–**તેણે** ત્હમારૂં શું બગાડયુ છે, કે જેથી ત્હમે સો વાર–વારંવાર **એના** ઉપર વૈર લેવાની માફક મૂડવામાં જ 'ધર્મ' ને સમાપ્ત થતો માનો છો ? મૂડવુ હોય તો 'મન'ને મૂડો, કે જેમાં વિષય વિકાર ભરેલા છે બહારથી સાધુનો વેષ રાખનારા ઘણાઓ ઢોગીઓ મનથી તો વિષયવિકારથી ભરપૂર છે–**એ કેશ** કહાડવાની એમની ઈચ્છા નથી !

(૨) ખરો મેવાસી–ખરો લૂટારો તો 'મન' છે, **એને** મૂડે તો ખરો સાધુ કહેવાય, **કેશ** મૂડેથી શું થવાનુ હતુ ? બીચારા કેશે કાંઈ કર્યું નથી, જે કાઈ કરે છે તે તો પેલુ મન કરે છે

(૩) સાધુનો **સ્વાંગ પહેરવામાં** તો શૂરાતન ઘણુએ છે, પણ સાધુ થયા પછી ખાઇ–પીને દુનીઆને ખૂદવાનુ–પજવવાનું જ આવડયુ ! જે શેરી (Street) માં 'સત્ યાને 'પરમતત્ત્વ' પ્રગટ થઇ શકે છે તે શેરીને તો અર્થાત્ કાર્મણ શરીરને તો મૂઢ દશામા– સૂનમૂન દશામા રાખે છે, એ કાર્મણ શરીરદ્વારા 'સત્'નો પ્રકાશ થઈ શકે છે તે છતા એ શરીરને ખીલવવા માટે કાઈ પ્રયત્ન કરતો નથી

કર સેતી માલા જપેં, હિરદે બહે ડંડૂલ;
પગ તો પાલામેં ગિલ્યા, ભાજણ લાગી સૂલ ૪
માલા પેહરે મન સુખી, તાતેં કછુ ન હોય;
મન માલકો ફેરતાં, જુગ ઉજિયાલા હોય. ૫
માલા પેહરે કૌન ગુન, મનકી દુબિધા ન જાય;
મનમાલા કર રાખિયે, હરિ ચરનન ચિત લાય. ૬
મનકા મસ્તક મૂડ લે, કામ ક્રોધકા કેશ;
જો પાંચોકો વશ કરે, તો ચેલા સબ દેશ. ૭

(૪) હાથમા માળા રહી ગઇ છે પણ હૃદય તો ડામાડોળ દશામા છે, એમા તો કાઇ કાઈ જાતના સંકલ્પ વિકલ્પના મોઝા ઉઠે છે, અને સાધુમહારાજના પગ તો વળી માયામા જ ખૂચી ગયા છે, જ્હેને બહાર કહાડવાનુ ભાન પણ ત્હેને થતું નથી.

(૫) માળા પહેરવાથી મન સુખ **માની** લે તો ભલે માને, બાકી તેથી કાઈ દહાડો વળે નહિ પણ જો **મન રૂપી માળાના** મણકા એક પછી એક ફેરવે તો આખા વિશ્વમા પ્રકાશ—પ્રકાશ જ નજરે પડે મનના બગાબ ભાવને એક પછી એક **તપાસી જઈ** ત્હેને મણકાની પેઠે આગળામાથી **છટકી જવા** દઇ બીજા મણકાને પકડવા, ત્હેને પણ તપાસીને પછી સરી જવા દેવો, છેવટે મ્હોટો મણકો કે જે એક જ હોય છે—જે સર્વોપરી 'સત્' છે ત્હાં જઈ સ્થિર થવુ ત્હાંથી આગળ જવાનું જ નથી આ સ્થિતિમા આત્માને વિશ્વમાત્રમા 'જીવનના પ્રેમ'નો પ્રકાશ સાક્ષાત્ જોવામા આવે

(૬) માળા પહેરવાથી જો મનની દુબધા દૂર ન થઈ શકે તો તે શા કામની? તે કરતા તો મનને જ માળા બનાવીએ અને પરમાત્માની ભક્તિમા તલ્લીન થઈએ એ કેવુ?

(૭) બીચારા વેશધારીઓને ચેલા મેળવવાનો શોખ બહુ હોય છે તેથી અનેક અનર્થ સેવીને પણ ચેલા મેળવવાને દોડે છે;

માલા તિલક બનાયકે, ધરમ બિચારા નાહિં;
માલા બિચારી ક્યા કરે ? મૈલ રહા મન માંહિં ! ૮
મૂંડ મુંડાવત જુગ ગયે, અબહુ ન મિલિયા રામ;
રામ બિચારા કયા કરે ? મનકે ઔર હિ કામ ! ૯
કાઠ કાટિ માલા કિની, માંહિ પિરોયા સૂત;
માલા બિચારી ક્યા કરે, જો ફેરનહાર કપૂત ? ૧૦
માલા તિલક તો ભેખ હૈ, રામભક્તિ કછુ ઔર;
કહે કબીર જિન પહેરિયા, પાંચો રાખો ઠોર. ૧૧

પરન્તુ કબીરજી કહે છે કે, એમ તો માત્ર **બે ચાર** ચેલા મળશે પણ જો ત્હારે આખી દુનીઆને ચેલા બનાવવાની ઇચ્છા હોય તો હું કહું **તેવો** સાધુ બન; પ્રથમ મનરૂપી મસ્તક પરથી કામ-ક્રોધ રૂપી કેશને મૂડીને દૂર કર જો તુ મન અને પાચ ઇંદ્રિયોને વશ કરશે તો **આખી દુનિયાના જીવો** ત્હારા **ચેલા** બનશે

(૮) માળા-તિલકનો દેખાવ તો સારો કર્યો અથવા મુહપતિ-રજોહરણનો દેખાવ પણ સારો કર્યો, પણ ધર્મનુ **રહસ્ય** તો વિચાર્યું નહિ **મનમાં** તો મેલ રહી ગયો તો પંછી માળા વગેરે બાહ્ય ઉપકરણ બીચારા ત્હને શું ાય શકવાના હતા ?

(૯) આમ મ થુ ાવતા મૂડાવતા અનેક જુગ વહી ગયા પણ હજીએ 'રામ'-પરમતત્ત્વની પ્રાપ્તિ થઈ નહિ. (ઓઘા-મુહપતિ તો મેરૂ પર્વત જેટલા કર્યા પણ હજીએ આત્માને ઓળખ્યો નહિ ) મન જૂદે જ રસ્તે ભટકે ત્યહા બીચારો રામ શું કરે ?

(૧૦) માળામાં કાંઇ જીવ નથી, એ તો લાકડાને કાપીને અંદર દોરો પરોવીને બનાવેલી છે; માટે જો માળા **ફેરવનારો** જ કપૂત હોય તો માળા બીચારી શુ કરી શકવાની હતી !

(૧૧) માળા-તિલક-મુહપતિ-રજોહરણ એ સર્વને ધિક્કારવાની જરૂર નથી, પણ એ સર્વ 'ભેખ' છે; અને રામભક્તિ-આત્મૈક્તા એ

માલા તો મનકી ભલી, ઔર સંસારી ભેખ,
માલા પહિરે હરિ મિલે, તો અરહટકે ગલિ દેખ ૧૨
માલા મુઝસે લડ પડી, કાહે ફિરાવે મોહિ ?
જો દિલ ફેરે આપના, તો રામ મિલાઊં તોહિ ૧૩
ભરમ ન ભાગા જીવકા, અનંતહિ ધરિયા ભેખ;
સતગુરૂ પરચે બાહિરા, અંતર રહ્યા અલેખ. ૧૪
તનકો જોગી સબ કરે, મનકો બિરલા કોય;
સબ સિધિ સહેજે પાઇએ, જો મન જોગી હોય ૧૫

એ કંઇ ઑર જ ચીજ છે જે લોકો ભેખ પહેરે છે તહેમને કબીરજી કહે છે કે, ભલા થઇને પાચે ઇન્દ્રિયોને ઠેકાણે રાખજો-વશ રાખજો રખેને કોઇનાં ઘર મારતા !

(૧૨) માળા તો મનની જ સારી; બાકી તો સંસારીની પાઘડી, કોટ વગેરે જેમ વેષ છે તેમજ આ પણ વેષ છે જો કોઇને માળા પહેરવાથી જ હરિ મળતા હોય તો અરહટ (રેંટ) હમેશ ગળામા માળા (માલ) પહેરી રાખે છે તેને હરિ મળ્યા છે કે નહિ તે તુ જો

(૧૩) કબીરજી કહે છે કે, એક દિવસ માળા મ્હારાથી છેડાઈ પડી અને મ્હને ઠપકો આપવા લાગી કે, હે મૂર્ખ ! તુ મ્હને શા માટે ફેરવ ફેરવ કરે છે ? મેં ત્હારૂ શુ બગાડયુ છે ? ફેરવ ત્હારા દીલને, અને પછી જો કે હુ ત્હને 'રામ' મેળવી આપુછુ કે નહિ !

(૧૪) પાર વગરના ભેખ પહેર્યા-ઘડીમા ધોળા-ઘડીમા પીળા-ઘડીમા ગીરાકરૂપી વસ્ત્ર એમ અનેક ભેખ ધર્યા પણ હજીએ જીવનો ભ્રમ તો ભાગ્યો નહિ જ ! કારણ કે મ્હે મૂરખાએ 'સતગુરૂ' અથવા પરમાત્માને બ્હાર જ હરયા, પણ તે તો મ્હને ખબર ન પડે એવી રીતે 'અંદર' જ હતા.

(૧૫) લો સાભળો, કબીરજીએ કહેલુ માર્મિક રહસ્ય ! તેઓશ્રી ફરમાવે છે કે, જેનુ 'મન' જ યોગી હોય તે તો 'બાળક' જેવા વાને

માલા તિલક બનાયકે, ધરમ બિચારા નાહિં;
માલા બિચારી ક્યા કરે ? મૈલ રહા મન માંહિં ! ૮
મૂંડ મુંડાવત જુગ ગયે, અબહુ ન મિલિયા રામ;
રામ બિચારા કયા કરે ? મનકે ઔર હિ કામ ! ૯
કાઠ કાટિ માલા કિની, માંહિ પિરોયા સૂત;
માલા બિચારી કયા કરે, જો ફેરનહાર કપૂત ? ૧૦
માલા તિલક તો ભેખ હૈ, રામભક્તિ કછુ ઔર;
કહે કબીર જિન પહેરિયા, પાંચો રાખો ઠોર. ૧૧

પરન્તુ કબીરજી કહે છે કે, એમ તો માત્ર **બે ચાર** ચેલા મળશે પણ જો ત્હારે આખી દુનીઆને ચેલા બનાવવાની ઇચ્છા હોય તો હું કહું **તેવો** સાધુ બન, પ્રથમ મનરૂપી મસ્તક પરથી કામ-ક્રોધ રૂપી કેશને મૂડીને દૂર કર જો તુ મન અને પાંચ ઇંદ્રિયોને વશ કરશે તો **આખી દુનિયાના જીવો** ત્હારા **ચેલા** બનશે

(૮) માળા-તિલકનો દેખાવ તો સારો કર્યો અથવા મુહપતિ-રજોહરણનો દેખાવ પણ સારો કર્યો, પણ ધર્મનુ **રહસ્ય** તો વિચાર્યું નહિ **મનમાં** તો મેલ રહી ગયો તો પછી માળા વગેરે બાહ્ય ઉપકરણ બીચારા ત્હને શુ ાય શકવાના હતા ?

(૯) આમ મ થુ ાવતા મૂડાવતા અનેક જુગ વહી ગયા પણ હજીએ 'રામ'-પરમતત્ત્વની પ્રાપ્તિ થઈ નહિ. ( ઓધા-મુહપતિ તો મેરૂ પર્વત જેટલા કર્યા પણ હજીએ આત્માને ઓળખ્યો નહિ ) મન જૂદે જ રસ્તે ભટકે ત્હ્યા બીચારો રામ શું કરે ?

(૧૦) માળામા કાંઇ જીવ નથી, એ તો લાકડાને કાપીને અંદર દોરો પરોવીને બનાવેલી છે; માટે જો માળા **ફેરવનારો** જ કપૂત હોય તો માળા બીચારી શુ કરી શકવાની હતી !

(૧૧) માળા-તિલક-મુહપતિ-રજોહરણ એ સર્વને ધિક્કારવાની જરૂર નથી, પણ એ સર્વ 'ભેખ' છે, અને રામભક્તિ-આત્મૈક્તા એ

માલા તો મનકી ભલી, ઔર સસારી ભેખ,
માલા પહિરે હરિ મિલે, તો અરહટકે ગલિ દેખ. ૧૨
માલા મુઝસે લડ પડી, કાહે ફિરાવે મોહિ ?
જો દિલ ફેરે આપના, તો રામ મિલાઉં તોહિ. ૧૩
ભરમ ન ભાગા જીવકા, અનંતહિ ધરિયા ભેખ;
સતગુરૂ પરચે બાહિરા, અંતર રહ્યા અલેખ. ૧૪
તનકોં જોગી સબ કરે, મનકો બિરલા કોય,
સબ સિધિ સહેજે પાઇએ, જો મન જોગી હોય ૧૫

---

એ કઇ ઔર જ ચીજ છે જે લોકો ભેખ પહેરે છે ત્હેમને કબીરજી કહે છે કે, ભલા થઇને પાચે ઇન્દ્રિયોને ઠેકાણે રાખજો–વશ રાખજો રખેને કોઇના ઘર મારતા !

(૧૨) માળા તો મનની જ સારી; બાકી તો સસારીની પાઘડી, કોટ વગેરે જેમ વેષ છે તેમજ આ પણ વેષ છે જો કોઇને માળા પહેરવાથી જ હરિ મળતા હોય તો અરહટ (રેટ) હમેશ ગળાંમા માળા (માલ) પહેરી રાખે છે તેને હરિ મળ્યા છે કે નહિ તે તુ જો

(૧૩) કબીરજી કહે છે કે, એક દિવસ માળા મ્હારાથી છેડાઈ પડી અને મ્હને ઠપકો આપવા લાગી કે, હે મૂર્ખ ! તુ મ્હને શા માટે ફેરવ ફેરવ કરે છે ? મ્હેં ત્હારૂ શું બગાડયુ છે ? ફેરવ ત્હારા દીલને, અને પછી જો કે હુ ત્હને 'રામ' મેળવી આપુછુ કે નહિ !

(૧૪) પાર વગરના ભેખ પહેર્યા–ઘડીમા ધોળા–ઘડીમાં પીળા–ઘડીમા દીશારૂપી વસ્ત્ર એમ અનેક ભેખ ધર્યા પણ હજીએ જીવનો ભ્રમ તો ભાગ્યો નહિ જ ! કારણ કે મ્હે મૂરખાએ 'સતગુરૂ' અથવા પરમાત્માને **બહાર** જ ઢૂંઢયા, પણ તે તો મ્હને ખબર ન પડે એવી રીતે 'અંદર' જ હતા

(૧૫) લો સાભળો, કબીરજીએ કથેલુ માર્મિક રહસ્ય ! તેઓશ્રી ફરમાવે છે કે, જેનું 'મન' જ યોગી હોય તે તો 'બાળક' જેવા યાને

મન મેલા તન ઉજલા, બગલા કપટી અંગ;
તાતે તો કઉવા ભલા, તન મન એક હિ રંગ ! ૧૬
કબીરા કોટી કોટ હે, સિરકે મુંડે કોટ;
મનકે મુંડે દેખ કર, તા સંગ લિજે ઓટ. ૧૭
માથા મૂછ મુડાયકે, કાયા ઘોટમ ઘોટ;
મનકો કાહે ન મુંડિયે, જામેં સબહી ખોટ ? ૧૮

રાગ–દ્વેષ રહિત–'હું'પણા રહિત હોય, એવાને સઘળી સિદ્ધિઓ સહેજે વરે છે, બાકી **શરીરને** 'જોગી' બનાવનારા પાખડી તો બાર લાખને બાણુ હશે ! રળવુ કઠણ લાગે કે સસારમા આવી પડેલુ કોઈ દુ ખ વસમુ લાગે એટલે તરત માથું મૂડીને વેષ પહેરી લીધો અને બન્યા 'તરણતારણ'। પણ પોતે તર્યા સિવાય 'બીજાને તારનારા' એવો ખિતાબ શરૂઆતમા જ આ લોકો શી રીતે લઇ શકતા હશે તે કાઇ સમજાતુ નથી.

. (૧૬) તન એટલે શરીરને ઉજળુ અથવા ટાપટીપવાળુ અથવા સાધુતાનો દેખાવ કરનારૂં રાખે અને મન તો મલિન રાખે, આવા સાધુડાઓ ખરેખર 'બગલા' જેવા છે **એમના કરતાં પેલા કાગડા સારા** કે જેઓ મનના મેલા છે તો બહારથી શરીર પણ કાળું જ રાખે છે, કે જેથી એમનાથી કોઇ ઠગાવા પામે નહિ અને આ ધૂતારા સાધુઓએ તો **બહારથી** સાધુતાનો સ્વાગ પહેરી **અદર-ખાને** મલિનતા રાખી જગતને ભ્રમણાના ખાડામા હોમવાનો ધધો આદર્યો છે !

. (૧૭) કબીર કહે છે કે શિર મૂડાવનારા ક્રોડો છે, પણ જે **મનને** મૂડે–તાબે કરે ત્હેની જ તુ સોબત કરજે

(૧૮) માથુ–મૂછ વગેરે મૂંડાવીને કાયાનુ રૂપ બદલી નાખનારા ત્યાગીઓ મનને કેમ મૂડતા નહિ હોય ? ખરી ખોટ તો મન મૂડનારની છે; એ ખોટ–એ તગી કોઇ પૂરી પાડતુ નથી.

૨

ગુરૂ લોભી શિખ લાલચી, દોનો ખેલે દાવ;
દોનો ડૂબે બાપડે, બેઠ પત્થરકી નાવ ૧
જાકા ગુરૂ હૈ લાલચી, દયા નાહિ શિખ માંહિ;
ઉન દોનોકો ભેજિયે, ઉજડ કૂવા માંહિ ! ૨

(૧) ગુરૂ અને શિષ્યની જોડી ઘણે ભાગે એક સરખી જ મળે છે. ગુરૂ 'લોભી' હોય અને શિષ્ય 'લાલચુ' હોય આ સિદ્ધાંત બરાબર સમજવા જેવો છે **જે માણસ જે ચીજને લાયક હોય તેજ ત્હેને મળે છે.** 'આકર્ષણ' ( Attraction ) ના નિયમ પ્રમાણે **સમાન પ્રકૃતિઓ એકબીજાને પોતા તરફ ખેંચે છે,** ગુરૂ **પૈસાનો** લોભી હોય કે પછી (જ્યહા અન્ન-વસ્ત્ર માગવા પહેલા બમણા મળતા હોય તેથી લક્ષ્મીની જરૂર ન રહેતી હોય ત્યહાં ) **માનનો** લોભી હોય, અને શિષ્ય 'લાલચુ' હોય એટલે કે થોડે ખર્ચે કે થોડી મહેનતે (માત્ર આ ગુરૂરાજની પગચપી કરવાથી કે એના ચેલાને દીક્ષા આપવામા બે ચાર હજાર રૂપીઆનુ ખર્ચ કરવાથી કે એનો ગમે તેવી બાબતમાં પક્ષ કરવાથી) સ્વર્ગ મળી જશે એવી **લાલચથી** તે શિષ્ય થાય છે દુનીઆના સાધુઓ અને ભક્તોનો મ્હોટો ભાગ આવો જ હોય છે પત્થરની હોડીમા બેઠેલા શિષ્યો ડૂબે એમા શુ આશ્ચર્ય ?

(૨) વાહરે કબીરજી વાહ ! ત્હમારા જેવા સત્યકથન **નિડરપણે** કરનારા પુરૂષો થોડા જ થયા હશે. જેના ગુરૂ પૈસા કે માનના લાલચી હોય ત્હેના શિષ્યને દયા તો હોઇ શકે જ નહિ, કારણ કે પૈસા કે માન રળવા માટે અનેક દગાફટકા અને કાટ-કૂટ કરવી પડે; એમા શિષ્યો ગુરૂની ભક્તિ ખાતર-થોડી મહેનતે મોક્ષ સુંદરીને વરી બેસવા ખાતર-હથીઆર તુલ્ય બને જ. માટે એવા ગુરૂ અને એવા ચેલાને તો ઉજજડ કૂવામા પધરાવી દો, કે જેથી કોઇ કહાડનાર પણ ન મળે !

ગુરૂ ગુરૂ સબ કહા કરો, ગુરૂહિ, 'ગુર' મેં ભાવ;
સો ગુરૂ કાહે કીજીયે, જો નાહિં બતાવે દાવ? ૩
બંદે સે બંદા મિલા, છૂટે કૌન ઉપાય?
સગત કર નિર્બંધકી, પલમેં દેય છુડાય ૪
પૂરા સદ્‌ગુરૂ ના મિલા, રહા અધુરા શીખ;
સ્વાંગ જતીકા પેહેરકે, ઘર ઘર માંગે ભીખ. ૫
સદ્‌ગુરૂ ઐસા કિજીએ, તુરત દિખાવે સાર;
પાર ઉતારે પલકમેં, દર્પન દે દાતાર. ૬

(૩) હે લોકો! ત્હમે બધા ભલા માણસ છો, ત્હમે 'ગુરૂ-ગુરૂ' એવા પોકાર કર્યા કરો છો, પણ ત્હમારા ગુરૂના **ભાવ** એટલે **લક્ષ** તો 'ઘર' એટલે સસારમા—સસારી જેવા કામમા છે. જે ગુરૂ સસાર ભાવને અળગો કરી પરમતત્ત્વની પ્રાપ્તિનો 'દાવ' બતાવે નહિ ત્હેને કયો મૂર્ખ 'ગુરૂ' કહેશે?

(૪) બાધેલો, બાધેલાને કેમ છોડાવી શકે? કર્મોથી ખરડાયલો બીજાને કર્મરહિત કેમ કરી શકે? લોહીથી કપડા ધોવાય જ નહિ. માટે નિર્બંધ-મૂક્ત પુરૂષોની સગત કરો કે જેથી પળમાં ત્હમને પણ 'છૂટા' કરશે

(૫) હે સાધુનામધારી! ત્હને કોઇ 'પૂરો સદ્‌ગુરૂ મળ્યો નથી જણાતો, તેથી તુ પણ ' અધૂરો શિખ ' એટલ ' અપૂર્ણ શિષ્ય ' બન્યો અને જતિનો—સાધુનો સ્વાગ પહેરીને ઘેર ઘેર ટુકડા માગી ખાવા માડયા!

(૬) સદ્‌ગુરૂ એવા મેળવવા જોઇએ કે જે જલદી જલદી 'સાર પદાર્થ'—આત્મપિછાન મેળવી આપે અને ભવજળ પાર ઉતારી દે કારણકે સદ્‌ગુરૂ તો બીજું કાઇ દેતા નથી, માત્ર **દર્પણ** દે છે,—એટલે કે **હૃદયની નિર્મળતા કરી આપે** છે. જેમ કોઇ બાળકના હાથમા દર્પણ આપવા છતા એમા પોતાનુ મ્હો જોવાનો **પરિશ્રમ**

હરિજન ઐસા ચાહિયે, જૈસા ફોફલ ભંગ;
આપ કરાવે ટુકરા, (ઔર) પર મુખ રાખે રંગ. ૮
તન તાપ જિનકો નહીં, ન માયા મોહ સંતાપ;
હરખ શોક આશા નહીં, સો હરિજન હર આપ ૯
ચંદન જૈસા સંત હૈ, સર્પ જૈસા સંસાર;
અંગ હિ સે લપટા રહે, છાંડે નહીં બિકાર. ૧૦
એક ઘડી આધી ઘડી, આધીહૂમે આધ;
સંગત કરિયે 'સંત' કી, (તો) કટે કોટ અપરાધ. ૧૧

---

ભજવાનુ છોડી દઇ 'હરિ'ને ભજે તે ખરો સંત કહેવાય અહીં શબ્દાર્થ વિચારવા જેવા છે 'હુ' પણાની સાંકડી જેલમાથી મનને મુક્ત કરી પરમાત્મતત્ત્વ કે જે વિશ્વવ્યાપક છે ત્હેને 'ભજવુ' એટલે તે ભાવમા જવુ (ભજવુ=જવુ).

(૮) હરિજન તો એવો હોય કે જાણે ફોફલ અથવા ભાગેલી સોપારી જોઇ લો! પોતાના ટુકડા થશે તે સહન કરીને પણ બીજાને ફાયદો કરશે 'જગ-સેવા' એ જ એનો 'ધર્મ' હોય છે.

(૯) હરિજન અને હરિ બે એક જ છે, એમા ભિન્નભાવ નથી, પણ ક્યારે કે ત્હેને શરીરનો તાપ એટલે પીડા લાગી શકે જ નહિ એવો તલ્લીન ભાવ પેદા થયો હોય, માયા-મોહનો પણ સંતાપ દૂર થયો હોય અને હર્ષ-શોક-આશા રહી ન હોય

(૧૦) 'સંત' અને 'સંસારી' એ બે વચ્ચે તફાવત બતાવે છે કે, સંત તો ચંદન સમાન છે અને સંસારી જન સર્પ જેવા છે ચંદન પોતે ઘસાઇને પણ પરને શાન્તિ આપે છે સર્પ પોતાને દૂધ પાનારને પણ કરડે છે બસ એટલો જ તફાવત! બાકી કાંઈ મેલા લૂગડાનો કે સરળતા રહિત ચ્હેરાનો કે એવો કોઇ બાહ્ય તફાવત નથી!

(૧૧) અને એવા સાચા 'સંત'ની સોબત એક ઘડીને માટે જ મળે-અરે અડધી કે પા ઘડી જ મળે તો પણ એની સંગતથી કરોડો પાપ નાશ પામે

## (૯) સાધુ થવું કાંઈ રસ્તામાં પડયું નથી.

જબ લગ નાતા જાતકા, તબ લગ ભગત ન હોય;
નાતા તોડે હરિ ભજે, 'ભક્ત' કહાવે સોય. ૧

હાટ હાટ હીરા નહીં, કચનકા ન પહાર;
સિહનકા ટોલા નહીં, સંત બિરલ સંસાર. ૨

સત સત સબ કોઈ કહે, સંત સમદર પાર;
અનલ પંખકા એક હૈ, પંખકા કોટ હજાર ૩

---

(૧) 'હરિભક્ત' અથવા સાધુ બનવુ કાંઈ રસ્તામાં પડયુ નથી. જ્યહાં સુધી 'જાત' સાથે 'નાતો' રહે છે એટલે કે સબધ રહે છે ત્યહા સુધી 'ભક્ત' થઇ શકાય જ નહિ 'નાત' એ એક સસારીજનોએ ઉત્પન્ન કરેલો ભંદભાવ છે. એ 'ભેદભાવ' ભક્ત પુરૂષને હોય જ નહિ અને મન તો 'વસુધા એ જ કુટુબ' એમ હોય. આવા ક્ષુદ્ર બધારણોનો નાતો એટલ સબધ ન રાખતા જે હરિથી જ નાતો રાખે તે 'સાધુ' પુરૂષ અથવા 'હરિભક્ત' કહેવાય.

(૨) દુકાને-દુકાને કાંઈ હીરા વેચાતા નથા, હીરા વેચનાર ઝવેરીની દુકાનો તો થોડી જ હોય છે કચન એટલે સુવર્ણના કાંઇ પહાડ હોતા નથી. સિંહના ટોળા ફરતા નથી, સિહ તો રડયા ખડયા જ જોવાય છે. તેમ હીરા-સુવર્ણ અને સિહની સરખામણીમા મૂકાય એવા સતો પણ રડયાખડયા જ જોવામા આવે છે એના કાંઇ ટોળેટોળા ભટકતા જોવામાં આવશે નહિ.

(૩) 'સબ કો' એટલે સર્વ કોઇ એમ જ કહે છે કે 'અમે સત છીએ-અમે સંત છીએ' અથવા 'અમારા ગુરૂ સંત છે' પરન્તુ સત કાંઈ રસ્તામા આથડતા નથી, એ તો સમુદ્રની પાર છે એટલ કે જેમ યૂરોપ આદિ કોઇ દેશ જોવા હોય તો સમુદ્ર ઓળંગવાની તકલીફ સહવી પડે છે, ત્યહારે જોવાય છે તેમ ઘણી તકલીફે કોઇ રડયોખડયો સત મળી આવ છે. જેમ કે, ગુપ્ત પાખો-વાળા ગરૂડપક્ષી તો કોઇક જ હોય છે, પણ દેખાતી પાખવાળા ક્ષીઓ હજારો-ક્રોડો હોય છે. પણ તે પક્ષીઓ કાંઇ આખો સમુદ્ર રી શકે નહિ

સૂરાકા તો દલ નહીં, ચદનકા બન નાહિ;
સબ સમુદ્ર મોતી નહીં, યોં હરિજન જગ માંહિ ૪
ચાર ચિન્હે હરિભક્તકે, પ્રગટ દિખાઇ દેત;
દયા ધર્મ આધિનતા, પર દુ:ખકો હર લેત ૫
એક ઘડી આધી ઘડી, ભાવ ભજનમે જાય;
સતસંગત પલહી ભલી, જમકા ધકા ન ખાય ૬

(૪) શૂરવીર પુરૂષોના કાઇ ટોળેટોળાં હોતા નથી લશ્કરમા પણ થોડા જ પુરૂષો ખરેખરા શૂરા હોય છે, જેમની હાજરીથી બીજા સૈનિકોને શૂરાતન ચ્હડી આવવાથી લડે છે વળી ચદન એટલે સુખડનાં ઝાડના કાઇ વન હોતાં નથી, અને મોતી કાઇ બધા સમુદ્રમા પાકતા નથી, તેમજ હરિજન અથવા સાચા સત પણ જગમા ઠેરઠેર નથી મળતા

(૫) હરિભક્તને ઓળખવા માટે માટે સામાન્ય રીતે ચાર ચિન્હો યાદ રાખવા (૧) દયા (૨) ધર્મ અથવા કર્ત્તવ્યપરાયણુતા (૩) નમ્રતા (૪) પરાયા દુખો દૂર કરવાની તત્પરતા આ ગુણોવડે 'સત' ઓળખી શકાય હવે વાંચનારાઓએ **પોતપોતાના** ગુરૂઓમા આ ચાર ગુણો શોધી કહાડવા માટે **ખૂણા-ખાંચરા જેટલા ઢૂઢાય તેટલા ઢૂંઢી જોવા** અને પછી ગુરૂ ખરેજ 'સંત' છે એમ **ખાત્રી થાય** તો ત્હેને પોતાનો માલિક માની **સર્વસ્વ અર્પણ કરવું;** અને જો દયા ખરેખરી ન હોય, પોતાની ફરજ બજાવવામા **અપ્રમત્ત દશા** ન હોય, નમ્રતાની જગાએ અહંપદ હોય, પારકા દુખોનો ખ્યાલ પણ હૃદયમા ન હોય, આવુ જણાય તો એવા ગુરૂને, કબીરજીએ બીજી જગાએ કહ્યુ છે તેમ, **જંગલ વચ્ચે આવેલા** કોઈ ઉંડા **કૂવામાં નાંખી દેવા,** કે જેથી તે ગુરૂ, બીજાઓને પણ ડૂબાવતા બધ થાય!

(૬) ભજનના બે પ્રકાર (૧) દ્રવ્ય ભજન (૨) ભાવ ભજન 'દ્રવ્ય ભજન' તો બહારથી ભગવાનની સ્તુતિ કરવી તે, સ્તવન ગાવા તે અને 'ભાવ ભજન' એટલે મનથી ભગવાનમાં લીનતા

કબીર સેવા દો ભલીં, એક સત એક રામ;
રામ હૈ દાતા મુક્તિકા, સત જપાવે નામ. ૭
નિરાકાર હરિ રૂપ હૈ, પ્રેમ પ્રીતસેં સેવ;
જો માગે આકારકો, (તો) સતો પરતછ દેવ. ૮
સત વૃક્ષ હરિ નામ ફૂલ, સત્ગુરૂ શબ્દ બિચાર;
હોતે અસ હરિજન ન તો, જલ મરતા સસાર ૯

કરવી તે એવી લીનતા જો એક ઘડી કે માત્ર અડધી ઘડી જ થાય તો તે માણસને જમના ધક્કા બહુ ન ખાવા પડે 'ભાવ ભજન' કરતા પણ જો સત્સગતનો જોગ મળી જાય તો જોઇ લો મજાહ! અડધી ઘડી નહિ પણ એક પલ માત્ર જો સત્સંગત મળે તો એથીએ વધારે લાભ થાય, કારણકે આપણી મેળે જે 'ભાવ ભજન' કરીએ તે કરતાં **સંતે બનાવેલી કૂચી** (ચાવી) વડે ભજન કરીએ એ હજારગણુ વધારે અસરકારક નીવડે, એ દેખીતું જ છે.

(૭) કબીરજી કહે છે કે 'સેવા' કરવી તો બેની જ કરવી. કાં તો '**સંત**'ની અને કા તો **રામ**ની વચ્ચે અધકચરીઆ પુરૂષોની કે પત્થરની સેવા કરવાથી કાઇ દહાડો વળે નહિ રામ મુક્તિના દાતા છે, અને સત છે તે રામ નામ બરાબર જપવાની રીત બતાવે છે, રામની 'પિછાન' (introduction) કરાવે છે

(૮) હરિ એટલે પરમાત્મા તો નિરાકાર છે, એને કાંઈ પુષ્પાદિથી પૂજી શકાય નહિ એની સેવા તો **પ્રેમરૂપી પ્રીતિથી** જ થાય એટલે કે અંતઃકરણમા એના ઉપર પ્રેમ આવવાથી જ એની સેવા થઇ ગઇ પરન્તુ જો કોઇ માણસથી 'નિરાકાર'ની સેવા ન બની શકે તેમ હોય અને **'સાકાર'ની સેવાની જરૂર હોય** તો નિરાકાર એવા જે પરમાત્મા ત્હેનુ આકારવાળુ સ્વરૂપ એ જ 'સાધુ પુરૂષ' છે એમ માની સાધુની સેવા કરવા દો કારણ કે **'સાધુ'મા 'પરમાત્માના'ના ગુણોની વાનગી છે**

(૯) અહીં કબીરજી સ્પષ્ટ ખુલાસો કરે છે કે, સંત રૂપી વૃક્ષ છે, ત્હેનુ 'હરિનામ' એ ફળ છે સતગુરૂનો શબ્દ એ જ પરમાત્માનો શબ્દ છે. આવુ વૃક્ષ જો આ દુનિયામા ન હોત તો સસાર તાપથી બળી મરત વૃક્ષ એને શીતળતા આપે છે

## (૧૦) 'કહેણી' સાથે 'કરણી'

### અથવા

## 'જ્ઞાન' સાથે 'ક્રિયા'.

---

'જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ છે' એમ જે કહેવાય છે ત્હેનો **અર્થ** કેટલાક એમ કરે છે કે **પ્રથમ** જ્ઞાન થાય અને **પછી** ક્રિયા થાય પરન્તુ ખરો અર્થ એ છે કે જ્ઞાનપૂર્વક–સમજપૂર્વક ક્રિયા કરવી, તો જ મોક્ષ મળે. મતલબ કે મોક્ષ તો ક્રિયાથી જ છે, **માત્ર** સમજવાથી નહિ, પણ તે ક્રિયા દેખાદેખીથી કે સ્વાર્થથી થતી ન હોવી જોઈએ, સંપૂર્ણ વિવેક સાથે–**જ્ઞાનપૂર્વક** હોવી જોઇએ. વળી ધ્યાનમાં રહેવુ જોઇએ કે 'ક્રિયા' એટલે 'Ceremonials'–'વિધિ' એવો અહીં અર્થ નથી, પણ Action એટલે 'કાર્ય' એવા રૂપમાં છે

માણસ એક વાત ખરી **માને** પણ **વર્ત્તનમાં** તે ખરી વાતનો અમલ ન કરે તો તેથી કાંઈ મોક્ષ ન મળે અલબત આટલું તો ખરૂ જ છે કે "જાણપણુ" એ પણ મ્હોટી વાત છે જાણપણું હશે તો કોઇક દિવસ તદનુસાર ક્રિયા–વર્ત્તન પણ થશે **તેટલી અપેક્ષાએ** માત્ર જાણપણુ ધરાવતા પુરૂષો અપમાનને લાયક તો નથી જ. પરન્તુ જેઓ મ્હોટી મ્હોટી વાતો માત્ર પોતાના જ્ઞાનનુ પ્રદર્શન કરવાને માટે કરે અને વર્ત્તનમા છેક જ નીચી પંક્તિએ જઇ બેસે, મતલબ તે એક સામાન્ય માણસ પણ ન કરે એવા દુષ્ટ કામો કરે એવા માણસો તો ખરેખર ધર્મને લજાવનારા જ ગણાય. એવાના સબંધમા કબીરજીના ચાબખા બહુ વિચારવા જેવા છે. આપણે તે હમણા જ જોઈશું.

કહતા પર કરતા નહીં, મુંહકા બડા લબાર;
કાલા મુંહ લે જાયગા, સાહબકે દરબાર ! ૧
કહના મીઠી ખાંડ સી, કરના બિખકી લોય;
કહની ત્યોં રહની રહે, બિખકા અમૃત હોય. ૨
જૈસી બાની મુખ કહેં, તૈસી ચાલે નાહિં;
મનુષ્ય નહિં વે સ્વાન હૈ, બાંધે જમપુર જાહિં. ૩

(૧) જે માણસ કહે છે તેવુ કરતો નથી તે મુખનો લબાડ છે પરમાત્માના દરબારમા તે પોતાનુ કાળુ મુખ લઇને જશે ' (જૈનોના ' કિલ્મીપી દેવ ' ની માન્યતા સાથે આ વિચાર સરખાવવા જેવો છે.)

(૨) કહેવુ એ તો ખાંડ ખાવા જેવુ કામ છે, પણ કરવુ એ તો વિષની લૂગદી ખાવા જેવુ કઠિન કામ છે જે માણસ કહેણી-રહેણી એક સરખી રાખે છે તે તો વિષને પણ અમૃત કરી શકે છે આ વાક્યના બે અર્થ થઇ શકે રહેણી-કહેણી બન્ને જેનામાં હોય તેવા પુરૂષો, એટલે કે ' જ્ઞાનપૂર્વક ક્રિયા ' કરનારા પુરૂષો, એટલે કે જ્ઞાન, દર્શન અને ચારિત્ર ત્રણે જેનામા છે એવા પુરૂષોને અમુક લબ્ધિઓ, વગર ઇચ્છાએ જ, સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે, જેને પ્રતાપે વિષનુ અમૃત પણ થઇ જાય એ કાંઇ તાજુબ થવા જેવુ નથી બીજો અર્થ એવો થાય કે, એવા પુરૂષો આગળ ઝેર જેવા શબ્દો કે બનાવો આવે ત્હેને પણ તેઓ અમૃત જેવા માની લે, પણ ક્રોધ કે આત્મકલેષ ન જ કરે

(૩) જે માણસ બોલે કાંઇ, ને ચાલે કાંઇ, ત્હેને ' માણસ ' નહિ પણ 'કૂતરો' સમજો તેવો માણસ અહીં-આ દુનીઆમા જ જમપુરી બનાવે છે. આ બહુ સમજવા જેવી બાબત છે સામાન્ય ' ઇચ્છાઓ ' અથવા વાસનાઓ તો થોડા જ્ઞાનથી પણ દૂર થઈ ય છે; પણ જે તીવ્ર વાસનાઓ ઘણુ જાણપણુ થવા છતા પણ ટે નહિ તે વાસનાઓ તો ખરેખર તેજસ્ શરીરને ઘણું જ કદરૂપું

કથની બકની છોડ દે, રહનીસે ચિત લાય;
નિરખિ નીર પીયે બિના, કબહૂ પ્યાસ ન જાય. ૪
કથતે–બકતે મર ગયે, મૂરખ કોટ હજાર;
કથની કાચી પર ગઈ, રહની રહી સો સાર ૫

બનાવી દે છે અને તે સૂક્ષ્મ સૃષ્ટિમા યમ જેવી આકૃતિઓ ધારણ કરી પેલા 'કહેણી પર કરણી નહિ' વાળા પડીતને અનેક રીતે પજવેછે.

(૪) હે ભાઇ ! તુ બહુ બોલવુ જવા દે, કરણી તરફ ચિત્ત લગાડ મતલબ કે દંભ જવા દે અને ત્હને જે **ખરૂ જણાય તે** કરી બતાવ ત્હારૂ **વર્ત્તન** નિર્મળ બનાવ ઉચ્ચ ચારિત્ર (Character) ખીલવ પાણી નિર્મળ છે કે નહિ તે **તપાસવું** જરૂરનુ છે એ વાત હુ કબૂલ રાખુ છુ, પણ પાણી નિર્મળ હોવાની ખાત્રી થયા પછી ત્હેને **ગળે ઉતાર્યા વગર** કાઇ તરસ મટવાની નથી જાણવુ તેમજ કરવુ એ બન્ને ક્રિયા વગર કાઈ દારિદ્ર દૂર થવાનુ નથી પાણીને બદલે ઉતાવળથી **ઝેર પીધું હોત** તો જીવ પણ જાત; માટે જાણ-પણુ શુદ્ધ જોઇએ. તેમજ પાણીની ખાત્રી થયા પછી ત્હેને જોયા જ કરે–**પીએ નહિ** તો પણ તરસથી જીવ જાય

(૫) કથતા–બકતા તો ક્રોડ હજાર ઉપદેશકો મરી ગયા; ત્હેમાના કોઇનુ નામનિશાન પણ આજે રહ્યુ નથી કારણકે 'કથની' થોડા વખતમા 'કાચી પડે છે'–દેવાળુ ફૂકે છે પારકા રૂપીઆ લાવીને સરાફું કરે તે કેટલો વખત ચાલે? ઘરમા મૂડી હોય તો જ સરાફુ લાબો વખત ચાલી શકે **રહેણી** તો ઘરની લક્ષ્મી છે–**અંતરની** મિલ્કત છે **અંતરમાં સંપૂર્ણ પવિત્રતા સિવાય શુદ્ધ રહેણી હોય જ નહિ.** માટે રહેણી તો હજારો વરસ સુધી જગતના જીવોને ઉપદેશ કરનારી થઇ પડે છે લૉન્ગફેલો નામનો કવિ બરાબર કહે છે કે—

Lives of great men all remind us,
We can make our *lives* sublime,

જૈસી મુખતેં નીકસે, તૈસી ચાલે ચાલ;
પારબ્રહ્મ નેડા રહે, પલકમેં કરે નીહાલ. ૬
કથની કથે સો પૂત હમારા, વેદ પઢે સો નાતી;
રહની રહે સો ગુરૂ હમારા, હમ હૈ તાકે સાથી. ૭

And, departing, *leave* behind us
*Footprints* on the sands of time;
Footprints, that perhaps another
Sailing o'er life's solemn main
A forlorn and shipwrecked brother
Seeing shall take heart again

મહાત્માઓના શબ્દો જેટલી અસર નથી કરતા તેટલી અસર ત્હેમનાં **મુંગા** આત્મભોગનાં કૃત્યો-**જગસેવાનાં કાર્યો** કરે છે.

(૬) જેવુ બોલે તેવુ જ કરે અને પરમાત્માની સાથે જ પોતે છે એવું ભાન (Consciousness) ક્ષણ માત્ર ન ભૂલતાં દરેક કામ તે ભાન સાથે જ કરે તે માણસ નિહાલ થાય, ત્હેનો બેડો પાર ઉતરે લૉન્ગફેલો બરાબર જ કહે છે કે:—

Work, work in the living present,
Heart within, and God overhead

વાતો કરવાનુ કામ નથી, કાળજુ ઠેકાણે રાખીને અને પરમાત્માને શિર પર રાખીને આજે-આજે જ **કામ કરો** 'કર્મયોગ'ની આ હિમાયત બહુ જ ઉત્તમ છે ઇશ્વર આવો છે ને તેવો નથી, ઇશ્વર છે કે નથી, ઇશ્વર કર્ત્તા છે કે નથી, એવી બૂમો પાડનારાઓ પોતાને જે કાઇ ખરૂ લાગતુ હોય તેટલુ પણ જો કરવા **માંડતા હોય**-અને લૉન્ગફેલોની સલાહ પ્રમાણે **કાળજુ ઠેકાણે રાખીને** કરવા માડતા હોય, તો કરતા કરતા બધું જ્ઞાન **મળી રહેશે. જે જેને લાયક છે ત્હેને તે મળ્યા વગર નથી જ રહેતું.**

(૭) પોતાની બુદ્ધિ મુજબ કથની કથે તે માણસ કબીરને મન **'છોકરા'** જેવો છે; એથી આગળ વધીને જે માણસ 'વેદ' ભણે

કૂર કરની છુટે નહીં, જ્ઞાન હી કથે અગાધ,
કહે કબીર તા દાસકો, મુખ દેખે અપરાધ. ૮
રહેનીકે મેદાનમે, કથની આવે જાય;
કથની પીસે પીસનાં, રહેની અમલ કરાય ૯

તે કબીરનો 'નાતીલો' છો અને એથીએ આગળ વધીને જે માણસ આચારશુદ્ધિ અથવા **ઉચ્ચ ચારિત્ર પાળે** છે તે તો કબીરને મન 'ગુરૂ' છે આ બહુ સમજવા જેવુ છે કથની કથનાર કબીરના પુત્ર સમાન છે એટલે કે તે માણસ કમઅક્કલનો–છોકરમત છે અને ત્હેની તો કબીરજી પોતાના પુત્ર જેટલી દયા ખાય છે. જે માણસ વેદ ભણે છે એટલે ( વિદ્=જાણવુ, ' વેદ ' એટલે જ્ઞાનનો સગ્રહ ) જે માણસ જ્ઞાનના પુસ્તકો ભણે છે તે કબીરજીનો 'નાતીલો' એટલે એક જ વર્ગનો હોય એમ કબીરજી (વિવેકને લીધે) કહે છે. જો કે પોતે તે સ્થિતિથી આગળ વધી ગયા છે તો પણ પોતાની બડાઇ કરવી પસદ ન હોવાથી કહે છે કે હુ પણ હજી 'અભ્યાસી' છુ અને નિરભિમાનપણે મહાત્મા કબીરજી ઉમેરે છે કે, જે માણસ ઉચ્ચ વર્ત્તનવાળો છે તે તો મ્હારો 'ગુરૂ' થવા લાયક છે. આનુ નામ નિરભિમાનવૃત્તિનો ઉપદેશ! **જેવો ઉપદેશ તેવું વર્ત્તન !**

(૮) જે માણસ 'અગાધ' જ્ઞાનની વાતો કરે અને તે છતાં એના સામાન્ય ખરાબ કૃત્યો ન સુધરે તે તો જાણે ઠીક પણ દુષ્ટ કૃત્યો પણ છૂટે નહિ એવા 'દાસ' અથવા 'ગુલામ'ને માટે કબીરજી કહે છે કે, એનુ તો મ્હો જોવાથી પણ પાપ લાગે! આખા પ્રકરણમા 'કરણી' એટલે વર્ત્તન (Behaviour) અથવા કર્ત્તવ્ય કાર્ય (Duty) એ જ અર્થ છે, એ વાત ભૂલવી નહિ કોઈ અમુક ધર્મની ક્રિયાઓ (તિલક, પૂજન, ખમાસણા વગેરે) આ શબ્દથી સમજવાના નથી

(૯) 'રહેણી' નામે એક મેદાન છે, જ્યહાં 'કથની' નામની એક બાઈ કોઈ કોઈ વખત હવા ખાવા આવે છે. મતલબ કે મેદાન

એરણુકી ચોરી કરે, કરે સુઇકો દાન;
'ઉચા ચઢ કર દેખતે, કેતક દૂર વિમાન ! ૧૦
કબીર મન ફૂલ્યા ફિરે, કરતા હું મૈં ધ્રમ;
કોટિ કરમ શિર લે ચલ્યા, ચેત ન દેખે બ્રહ્મ. ૧૧
તીરથ ચલા નહાનકો,-મન મેલા ચિત ચોર;
એકો પાપ ન ઉતાર્યા, લાયા મન દશ ઔર. ૧૨

તો એક જગાએ **કાયમ** રહેવાનુ છે, તે કાંઇ બદલાવાનુ નથી, પણ હવા ખાનારી જેવી કથની તો **આવે ને જાય** બીજી રીતે કહે છે કે, કથની તો 'દાસી' છે, તે **દળણાં** દળ્યાં જ કરે, અને રહેણી છે તે રાણી' છે, જે **હુકમ** કર્યા કરે છે. રાણી એક અક્ષર બોલે નહિ અને આંખના ઇસારાથી કાંઇ ફરમાશ કરે તે સાથે જ સેંકડો દાસ-દાસીઓ હુકમનો અમલ કરે છે, તેમ પવિત્ર વર્ત્તન કોઇનામાં જોવામાં આવે છે કે તુરત ત્હેની **મુંગી** છાપ આસપાસના હજારો માણસના મન પર પડી જાય છે, અને તે **અસર પણ કાયમના** રહે છે પણ ઉપદેશની અસર એટલી સ્થિર ભાગ્યે જ રહે છે, એ તો દળણાં દળવા જેટલી જ આવકનુ કામ છે

(૧૦) આજકાલ લોકો કેવી જાતનો ધર્મ કરે છે તે તો જુઓ ! **એરણની** ચોરી કરીને એક **સોયનુ** દાન કરે છે, પછી છાપરે ચ્હડીને જુએ છે કે હવે મ્હારાથી સ્વર્ગનું વિમાન કેટલુક દૂર રહ્યુ છે ? ! ઘણાએ શેઠીઆઓ અનેક અનીતિને રસ્તે લાખો રૂપીઆની મૂડી એકઠી કરીને પછી થોડાક સો કે થોડાક હજારનુ દાન કરે છે, પણ તેથી કાંઇ સ્વર્ગ મળે નહિ

(૧૧) મનમાં ફૂલાય છે કે હુ તો બહુ બહુ ધર્મ કરૂં છું ! એવો ફૂલણશી માથા પર કુકર્મોનો પોટલો તો વધારતો જ જાય છે અને બ્રહ્મને ઓળખવા પ્રયત્ન કરતો નથી

(૧૨) મૂર્ખ માણસ તિર્થસ્નાન કરવા ચાલ્યો, પણ મન તો મલિન છે અને ચિત્તકુ ચોર છે તેથી પાપ એક પણ ટળવાને બદલે ઉલટા દશ પાપ લઇને ઘેર આવ્યો ! વાહરે તિર્થસ્થાન !

ન્હાયો ધોયો ક્યા ભયો ? મનકો મેલ ન જાય;
મીન સદા જલમેં રહે, ધોવે ગંધ ન જાય. ૧૩
જૈસી કરણી આપકી, તૈસા હી ફલ લેય;
કૂડે કર્મ કમાયકે, સઈયાં દોષ ન દેય. ૧૪

૨

રામ ઝરોખે બૈઠ કર, સબકા મુજરા લેત;
જિનકી જૈસી ચાકરી, તીનકો વૈસા દેત. ૧

---

(૧૩) ન્હાયે-ધોયેથી શુ થયું? એથી કાંઇ મનનો મેલ દૂર થવાનો નથી. એમ તો માંછલા આખી જીંદગી સુધી જળમાંજ રહે છે. માટે **સ્થૂલ** દેહ ધોયેથી કાંઈ આત્માનું કલંક જાય નહિ. આ વાત તદ્દન સાચી છે. પણ તે ઉપરથી કોઇએ એવુ નથી સમજવાનુ કે માણસ માત્રે સ્નાન જ ન કરવુ એમ કબીરજી ઉપદેશ કરે છે. ના, માણસે પોતાના **શરીરની સાચવણી માટે** આહાર, સ્નાન, નિદ્રા, ઉદ્યમ વગેરે જે કાંઈ કરવુ પડે તે **વિવેકપૂર્વક** કરવુ જ જોઇએ પરન્તુ કબીરજી તો માત્ર એમ કહે છે કે સ્નાન કરવાથી **ધર્મ થાય** છે એવી ગેરસમજ ન ધરાવવી.

(૧૪) હે ભાઈ! જેવી ત્હારી કરણી (વર્ત્તન) તેવુ જ ફળ ભોગવવા તૈયાર થા કૂડા કર્મ કરીને પછી નાહક પરમાત્માને શિર દોષ ન દઈશ. સુખ–દુઃખ એ માત્ર સારા ખોટા કર્મના 'વિપાક' છે. અંહી સ્પષ્ટ કહે છે કે, **બાહ્ય ક્રિયા** ઉપર સુખ–દુઃખનો આધાર નથી પણ **કરણી એટલે વર્ત્તન** પર છે.

(૧) રામ (રમ્=રમવુ)—સઘળી જગાએ રમી રહેલો એવો 'કર્મનો કાયદો' (Law of Cause & Effect) બધાનો હિસાબ પૂછે છે અને **જેવી** જેની 'ચાકરી' (પબ્લીક સર્વીસ–પરોપકારના કામો) તેવુ તેનુ ફળ ત્હેને આપે છે 'કર્મ'ના કાયદાની સુંગાલમાથી કોઇ બચી શકતુ નથી, કે ત્હેને કોઇ ઠગી શકતુ નથી.

સાહેબકે દરબારમેં, સાચેકો શિરપાવ;
જૂઠા તમાચા ખાયગા, કહા રંક કહા રાવ! ૨
સાંઇયાંકે દરબારમેં, કમી કછૂ હૈ નાહિં;
બંદા મૌજ ન પાવહી, (તો) ચૂક ચાકરી માંહિ. ૩
સાહબકે દરબારમેં, કયોં કર પાવે દાદ?
પહલે કામ બુરા કરે, બાદ કરે ફર્યાદ! ૪

(૨) પરમાત્માનો ન્યાય એવો છે કે, સાચાને દુનીઆ જેની કિંમત ન સમજી શકે એવું વિચિત્ર પ્રકારનું ઈનામ મળે છે, અને જૂઠાને તમાચા મળે છે, પછી ભલેને તે શખ્સ રાજા હોય કે રંક હોય! કર્મનો અચળ કાનુન ગુપ્ત રીતે કામ કર્યાજ કરેછે. જ્યહારે માણસને દુ:ખ પડે છે ત્યહારે જ તે કાનુનની **હયાતીનું** સ્મરણ થાય છે.

(૩) પરમાત્માને ત્યહાં કોઈ જાતની **કમીના** નથી મતલબ કે વિશ્વમાં કોઈ જાતનાં સુખોનો **ટોટો** નથી, કે જેથી ત્હને તે આપતા આંચકો ખાય સવાલ માત્ર એટલો જ છે કે, ત્હારી 'ચાકરી'મા 'ચૂક' અથવા કચાસ છે તેથી 'મોજ' મળતી નથી,—સુખ અને 'તું' એ બે વચ્ચે 'અંતરાય'–પડદો આવી રહે છે છતી શક્તિએ જેઓ દાન નથી કરતા તેઓને સુખની અંતરાય પડે છે, એમ જૈન શાસ્ત્ર પણ પોકારી પોકારીને કહે છે છતા **ચાકરી–જગસેવા સૂઝતી નથી અને 'મોજ' એટલે સુખનાં સાધન** ઈચ્છે છે **એવો મૂર્ખ આ** જીવ છે! પણ જાણતો નથી કે આ વિશ્વ એ હરિનુ અગ છે, **વિશ્વની સેવા કરશો તો હરિની** જ સેવા છે (કાંઇ બાહ્ય ક્રિયા–પૂજા એ સેવા નથી) માટે **હરિ પાસેથી સુખ લેવું હોય તો હરિના અંગરૂપ વિશ્વના જીવોને શાતા (સુખ) પમાડવા બનતુ કર.**

(૪) હે મૂર્ખ! ત્હને સુખ નથી મળ્યુ એ માટે તું પરમાત્માને ફર્યાદ કરે-છે કે? શું તુ નથી જાણતો કે ત્હે પ્રથમ જ બૂરાં

દાતા નદી હૈ એક સમ, સબ કોઇકો દેત;
હાથ કુભ જિસકા જિસા, ત્તૈસાહી ભર લેત. ૫
જો તોકોં કાંટા બુવે, તાહિ બો તૂ ફૂલ;
તોહિ ફૂલકો ફૂલ હૈ, વાકો કાંટા સૂલ ! ૬

કામ કર્યા છે, તો હવે શુ મ્હો લઇને ફર્યાદ કરવી ? એને ત્યહા તો ઇન્સાફ જ છે, માત્ર ત્હારી યાદશક્તિ ત્હારા કુકર્મોને લીધે મારી ગઇ છે તેથી પાછલા કામો અને-આજના બનાવો વચ્ચે જે ઝીણો પણ સળગ તાર છે તે તુ જોઇ શકતો નથી

(૫) નદી અને કુદરત બન્ને એક સરખા છે, આને આપુ અને આને ન આપુ એવો એકેનો વિચાર છે જ નહિ **ખુલ્લા મેદાન વચ્ચે** નદી ધીમો મીઠો અવાજ કરતી વહ્યા કરે છે, કે જે અવાજ એમ બોલે છે કે "આવો અને આ જળ પી શાન્ત થાઓ !" જે 'અહપદ' વાળો માણસ **નમીને** પાણી ભરવાનુ પસદ ન કરતો હોય તે તરસ્યો જ મરે તો ત્હેમાં નદીનો શો દોષ ? અને જે માણસ એટલી નમનતાઈ બતાવી શકતો હોય તે માણસ પોતાના ખોબાના પ્રમાણમા કે પોતાની પાસે પ્યાલો-લોટા કે ઘડો જે કાઈ પાત્ર હોય ત્હેના પ્રમાણમા પાણી લઇ શકશે, કોઈ ઓછુ અને કોઈ વધારે નદીએ કોઇને ઓછુ આપ્યુ નથી અને કોઇને વધુએ આપ્યુ નથી કોઇએ વધુ લીધુ અને કોઇએ ઓછુ લીધુ. **આપનારનો** દોષ નથી, **લેનારનો** દોષ ભલે કહો ત્યહાં પણ લેનારનો '**દોષ**' ન કહો, લેનારની '**શક્તિ**'નો કહો. (લેવાનું **સૂઝયુ** એ પોતે જ **સદ્ભાગ્યની** નિશાની છે.) તેવીજ રીતે વિશ્વમા સુખ જ ભરેલુ છે, પણ તે લેવાની જેટલી ત્હમારી શક્તિ તેટલુ ત્હમારૂ ! ત્હમારા ઘડાને-હૃદયને જેમ વિશાળ બનાવશો તેમ વધારે સુખ એમા ઝીલી શકશો

(૬) જે ત્હને કાટો મારે ત્હેને પણ તુ તો ફૂલ જ મારજે, અર્થાત્ ફૂલ જેવી સુગધી યાને પ્રેમભાવના ત્હેની તરફ મોકલજે.

કહેતા હૂં, કહે જાત હૂં, દેતા હૂં હેલા;
"ગુરૂકી કરની ગુરૂ તિરે, ઔર ચેલાકી ચેલા." ૭
કબીર હમ તો ઘર કિયા, ગલકટ્ટોંકે પાસ;
કરેગા સો પાયગા, તૂ ક્યોં ફિરે ઉદાસ? ૮

એમ કરવાથી ત્હને તો ફૂલનું ફૂલ જ મળશે અને પેલાને કાંટા અને શૂળ જ વાગશે કાંટો મારનારા જે ખરાબ ભાવનાથી કાંટો ફેંકે છે તે ખરાબ ભાવના ત્હેના સૂક્ષ્મ દેહમાંથી છૂટીને ત્હારા તરફ દોડશે પણ ત્હારા સૂક્ષ્મ શરીરમાં તેવી ગદી ચીજને રહેવાને જગા ન હોવાથી (ત્હેનુ આકર્ષણુ ન થવાથી) તે ખરાબ ભાવના પાછી જઇ જ્યહાંથી નીકળી હતી ત્યહાંજ પેસે છે. આ રીતે કાંટો ત્હેને જ વાગે છે હવે તુ કે જહેણે ત્હેનું ભલુ જ ઇચ્છયુ હતું એવા ત્હારા સૂક્ષ્મ શરીરમાથી છૂટેલી તે સુગંધમય પ્રેમભાવના ત્હેના શરીરને સ્પર્શવા જશે, ત્યહાં જો તે પોતાને લાયક ખૂણો ખચકો પણ જોશે તો તો ત્યહા રહીને ત્હેને ફાયદો કરશે, અને જો તિલમાત્ર જગા પોતાને લાયકની નહિ જુએ તો પાછી ફરીને પોતાના જન્મસ્થળની આબાદીમાં વૃદ્ધિ કરશે, આ હિસાબે ત્હને તો ફૂલનુ ફૂલ જ મળશે.

(૭) કબીરજી કહે છે કે, હે મનુષ્યો! હું કહુછુ અને ફરીથી છેવટને માટે કહી જાઉછુ—અરે 'હેલા' એટલે ટકોર મારીને કહુંછુ કે "ગુરૂની કરણીથી ગુરૂ તરશે અને ચેલાની કરણીથી ચેલો તરશે" જે કરશે તે પામશે ગુરૂની કરણી ચલાને કે ચેલાની કરણી ગુરૂને કાંઇ કામ લાગશે નહિ. **આપબળ સિવાય સર્વ નકામું છે.** ગુરૂ કાંઇ વિમાન આપી શકતા નથી, તે તો પોતાનું વિમાન પોતે બનાવી ગયા અને શિષ્યને કહેતા ગયા કે **આમ વિમાન બનાવાય,** તુ પણ ગરજ હોય તો આવી રીતે **હાથ–પગને શ્રમ આપીને** વિમાન બનાવજે એટલે મોક્ષધામ પહોચી શકીશ.

(૮) કબીરજીએ પોતાનો રહેવાસ ગલકટ્ટા (કસાઇ) લોકોની પાસે રાખ્યો હશે તે ઉપરથી કોઇએ પૂછ્યુ હશે કે, ત્હમે આવા પવિત્ર–

એક હમારી સીખ સુન, જો તૂ હુવા હૈ 'શેખ';
કરૂં કરૂં તૂ ક્યા કહે? ક્યા કિયા ક્યા હૈ દેખ ૯

પુરૂષ થઇને આવી અધમ જગામાં કેમ રહોછો ? ત્હેને કબીરજી કહે છે કેઃ "કરશે તે પામશે; એમાં હે ભાઇ! નાહક તું કેમ ઉદાસ થાય છે?" મતલબ કે ગલકટ્ટા લોકો જે પાપ કરશે તે ત્હેમને નડશે, એમાં મ્હને શું? બીજો અર્થ એ છે કે, હું આમતું જોઇને કુકર્મ શીખીશ તો ત્હેના ફળ હું ભોગવીશ, પરન્તુ તું નકામો આવી હાસી કરીને પાપમાં શું કામ પડે છે? ખરાબ લતામાં ન રહેવું એ નિયમ સામાન્ય માણસે હસી કહાડવા જેવો નથી, માત્ર મહાન ગુણોને ખીલવી મહાત્મા બનેલાને માટે એવા નિયમની કશી જરૂર નથી કારણ કે એમની આસપાસ શુભ વિચારરૂપી હીરા–માણેકનો મજબૂત કોટ બંધાયેલો હોય છે, જેને લીધે ખરાબ વાતાવરણ અસર કરી શકતું નથી બાકી સામાન્ય માણસને તો નિર્દય કે વ્યસની મનુષ્યોની સોબતનુ વાતાવરણ જરૂર થોડુંઘણું નડે જ માટે મ્હોટા પુરૂષો કરે તે જ કરવુ એમ ન સમજતા, મ્હોટા પુરૂષો **પાત્રતા જોઇને** કહે તે જ કરવું જોઇએ.

(૯) ઓ શેખ સાહેબ! ઓ ગુરૂ મહારાજ! આ ગરીબડા કબીર એકજની શિખામણ સાંભળવાની મહેરબાની કરશો? ગુરૂમહારાજ, ત્હમે કહો છો કે હું-**આ** કરૂ ને **હું તે** કરૂ ને હું **ફલાણું** કરૂ, પણ ભલા માણસ! આજ સુધીમા **શું શું** કર્યું તે જરા હૈયું ઉઘાડીને જુઓને! **વાયદાનો** વ્યાપાર (સટ્ટો) છોડી **રોકડીઓ** જ કરોને! ત્હમે જો **આજ સુધીમાં** કાંઈ સારૂ કામ ન કરી શક્યા હો તો **હવે પછી** પણ શું ઉકાળવાના હતા? (કબીરજી તો ગુરૂના ગુરૂ બનીને ચાબખા લગાવ્યા જ જાય છે, રખેને કોઈ નબળો–દુબળો આ ચાબખાના મારથી ચીતામા જાય!)

જબ તૂ આયો જગતમે, લોક હસે તૂ રોય;
ઐસી કરની મતિ કરો, કે પીછેસે હસેં કોય ૧૦

ના કછુ કિયા, ન કરિ સકા, ન કરને જોગ શરીર;
જો કછુ કિયા સો હરિ કિયા, તાતેં ભયા કબીર. ૧૧

(૧૦) હે ભોળા ! જ્યહારે તુ આ જગતમા આવ્યો અર્થાત્ જન્મ્યો ત્યહારે તુ તો **રોતો** હતો અને લોકો **હસતા** હતા ! ત્હને એવા વિચારથી રડવુ આવતુ હતુ કે આ ઉત્તમોત્તમ ઓજારરૂપ મનુષ્ય ખોળીઉ પામુ તો છુ, પણ એનો સારો ઉપયોગ કરીને શાબાશી નહી મેળવાય તો બહુ દુ ખી થવુ પડશે એ વિચારથી તુ રોતો હતો. અને લોકો એમ ધારીને હસતા હતા કે, આપણે તો આ દુનીઆની હવા લાગવાથી સ્વાર્થી બની બેઠા પણ આ નવો-તાજો જીવ આવે છે તે **નિર્મળ રહીને જગસેવા બજાવશે,** તેથી આપણુ પણ કામ થશે ! માટે હવે હે ભાઇ ! એવી કરણી કદી ન કરીશ કે જેથી ત્હારા મૃત્યુને લીધે લોકો એમ બોલવા પ્રેરાય કે "સારૂ થયુ કે આ મુઓ !" ત્હારા મરણથી ખોટ પડી એમ લોકોને જણાય તો જ ત્હારૂ જીવવુ સફળ છે (અહીં પણ શુદ્ધ 'કર્મયોગ'નો ઉપદેશ ઝળકી રહ્યો છે વાહરે કર્મયોગી કબીરજી !)

(૧૧) કબીરજી કહે છે કે, હું આજે જે છું તે સર્વ હરિનો પ્રતાપ છે, મ્હેં કાંઈ કર્યું નથી, હું કરી શકયો નથી અને કરવા જેવુ મ્હારૂ શરીર પણ નથી પણ હરિએ **આ શરીરદ્વારા** જે કાંઇ કર્યું હોય ત્હેમાં આ શરીર શાનો ગર્વ કરે ? મ્હે કોઇનુ કાંઈ કામ કર્યું હોય તો તે હરિની પ્રેરણાથી આ હાથ-પગ ચાલ્યા અને કામ થયુ, ત્હેમા હાથ-પગને શાનો યશ ? કોઇને ઉપદેશ દીધો તે હરિએ પ્રેરણા કરી તે મુજબ જીભ બોલી ગઇ. એમાં જીભડી નકામી શાને લાય ? કબીર મહાત્મા કહેવાયો પણ તે તો એક ખોખુ છે, ાત્મા તો પ્રભુ કે જે કબીરના શરીરદ્વારા મહાત્માપણાનો

સબૈ રસાયન મૈ કિયા, હરિસા ઔર ન કોય;
તિલ ઇક ઘટમેં સંચરે, (તો) સબ તન કંચન હોય. ૧૨

ખેલ ભજવીને જગતને શિખામણ આપે છે. (વાહરે 'ત્યાગ'વૃત્તિ વાહ! દોલત વગેરે તો ત્યજ્યું તે ત્યજ્યુ પણ કામનો યશ પણ ત્યજ્યો,—અરે 'હું'ને જ સમૂળગુ ત્યજ્યુ! કબીરગુરૂ તો ભગવાનથી એકરૂપ થઇને કહે છે કે "તે તો ભગવાને કર્યું!" પણ ભલા કબીર! આવો મહત થઇને જૂઠું કાં બોલે છે? તુ અને ત્હારો પ્રભુ બે એકરૂપ હો, તો ત્હારા પ્રભુએ કરેલું તે ત્હારૂ કરેલુ કેમ ન કહેવાય?)

આનુ જ નામ 'કર્મ યોગ' છે, કર્મ એટલે કર્ત્તવ્ય કર્મ—જે કાંઇ દુનીઆમા પોતાને કરવા જેવુ જણાય તે વિશ્વહિતાર્થે કરીને દૂર થઈ જવુ, ફળ ઇચ્છવુ નહિ અને ફળ પોતાની પેદાશ છે એમ પણ ન માનવુ, એ કર્મના વળગાટથી દૂર રહેવાનો એકનો એક જ રસ્તો છે. એને કર્મ કેમ કરી વળગે?

(૧૨) કબીરજી કહે છે કે, મ્હે બધા રસાયણ જોયાં—તપાસ્યાં—અજમાવ્યા, પણ હરિ નામના રસાયણ જેવુ તો એક પણ રસાયણ મ્હારા જોવામા આવ્યુ નહિ વૈદ્યો ગમે તેટલુ રસાયણ ખવરાવે તેથી કાંઇ શરીરનો એક વાળ પણ સોનાનો બની જતો નથી; પણ પરમેશ્વરરૂપી રસાયણની એક રતિ માત્ર જો 'ઘટ'મા (સ્થૂલ શરીરમા નહિ પણ સૂક્ષ્મ શરીરમાં) સંચરવા પામે તો તે આખું શરીર કંચનમય બની જાય છે (સરખાવો જૈનોના તીર્થંકરના 'ત્રીગડા ગઢ'ની કલ્પના) જેનુ મન હરિ સાથે જ લાગેલુ છે, જે આખા વિશ્વને હરિનુ અંગ સમજે છે અને જે પોતે હરિની ભક્તિ અથવા વિશ્વસેવા માટે જ જન્મ મળ્યો માને છે તેવી માન્યતાવાળા માણસનું કાર્મણ શરીર ઘણુ જ પ્રકાશિત થાય છે.

જૈનધર્મમા કહેલી 'લોક ભાવના' જે બરાબર સમજ્યો છે (ભૂગોળ—ખગોળ તરીકે નહિ પણ અધ્યાત્મ તરીકે) તે માણસનું કાર્મણ શરીર અતિ પ્રકાશિત થાય એમા પૂછવાનુ જ શું હોય?

# (૧૧) મગજની પંડિતાઇ વિરુદ્ધ હૃદયની પવિત્રતા.

બ્રાહ્મન ગુરૂ હૈ જગતકા, સાધૂનકા ગુરૂ નાહિં;
ઉલજ પુલજ કર મરિ રહ્યા, ચારોં બેદાં માંહિ ૧
ચાર બેદ પંડિત પઢયા, હરિસોં કિયા ન હેત;
બાલ કબીરા લે ગયા, પંડિત ઢૂંઢે ખેત! ૨

---

(૧) 'બ્રાહ્મણ' એટલે જેને લોકોએ 'ધર્મગુરૂ' તરીકે **માની લીધેલા** છે તેવા લોકો તો **'જગત'**ના એટલે **સાધારણ લોકોના** ગુરૂ છે. અથવા જડમાં સર્વસ્વ માની બેઠેલા **દુનીઆદારીના લોકોને** માટે એ ગુરૂ છે, **કાંઈ 'સંત'ના તે ગુરૂ નથી.** કારણ કે જગતના ગુરૂઓ તો વેદને એટલે ધર્મશાસ્ત્રોને ઉલટપાલટ ચુથીને પોતાની **પંડિતાઈ** બતાવી જાણે એટલુ જ, એમનામા કાંઈ **'પવિત્રતા'** ઓછી જ છે! **મગજના** ગુણ છે, પણ **હૃદયના** ગુણ નથી, માટે એવાને **'પંડિત'** ભલે કહો, પણ **'સંત'** કે **'ગુરૂ'** ન કહેશો.

(૨) એવા 'પોથીમાના રીગણાં' જેવા ધર્મગુરૂઓ સઘળાં ધર્મશાસ્ત્રો ભણીભણીને મ્હોટા પડિત બન્યા પણ હજી એમના હૃદયમા હરિ તરફ હેતની લાગણી થવા પામી નહિ, અર્થાત્ ખરો માલ જે 'ભક્તિ' તે તો ત્હેમને જડયો પણ નહિ; એ ખરો માલ (બાલ) તો કબીરો લઈ ગયો, અને પડિતજી તો ખેતરમાં ઢૂંઢતા જ રહ્યા! બીજા શબ્દમાં કહીએ તો, આ **ભાષાજ્ઞાનના પોપટીઆ પંડિતો** માત્ર બહારને બહાર જ પરમાત્માને શોધતા ફરે છે તેથી જીંદગી નકામી જાય છે અને કબીરાએ તો પરમાત્માને **પ્રથમ** પોતાના **ગરમાં** શોધી કહાડ્યા અને ત્યહાથી પછી **આખા વિશ્વ ઉપર નાચતા** જોયા.

પઢ ગુનકર 'પાઠક' ભયે, સમઝાયા સંસાર;
આપન તો સમજે નહી, વૃથા ગયા અવતાર. ૩
પઢ ગુનકર બામ્હન ભયે, કીર્તિ ભઈ સંસાર;
બસ્તુકી સમજન નહિ, જ્યોં ખર ચંદન ભાર. ૪
પઢત ગુનત રોગી ભયે, બઢયા બહુત અભિમાન;
ભીતર ભડકા જગતકા, ઘડી ન પડતી શાન ૫

---

(૩) ભણીગણીને 'પાઠક'–ઉપદેશક બન્યા અને આખા જગતને ઉપદેશ કરવા લાગ્યા પણ પોતે તો હજી કાંઈ પણ સમજ્યા નહિ; તો એવા ઉપદેશકનો અવતાર નકામો જ ગયો સમજવો.

(૪) ભણીગણીને 'બ્રાહ્મણ'–'બ્રહ્મજ્ઞ'–પંડિતજી બન્યા, અને સંસારમાં કીર્તિ મેળવી કે ફલાણા ભાઈ તો મ્હોટા કાશીના પંડિત થયા અગર ફલાણા તો મ્હોટા 'આચાર્ય' થયા કે ફલાણા તો 'મહાપુરૂષ પંડિતરાજ' થયા, પણ 'વસ્તુ'ની સમજણ હજી પડી નથી અર્થાત્ 'સત્'નું પિછાન હજી એને થયું નથી—શાસ્ત્રોના અક્ષર ગોખી મારવા છતાં અને લાબા લાબા ટીકા—ટબ્બા વાચવા છતાં હજી એ શબ્દોમાં છૂપાયલું ગુપ્ત **રહસ્ય** તે શોધી શક્યા નથી—માટે જ કબીરજી કહે છે કે ! હે ખર, હે ગદ્ધા ! આ વિદ્યારૂપી **ચંદનનો ભાર** ત્હારા માતેલા શરીર ઉપર તું ભરે છે તેથી ત્હને શો લાભ થવાનો છે ? તું ત્હેની **સુગંધ** તો લઈ શકતો નથી, તો પણ કદાચ બીજાનું વૈતરૂં કરવા માટે–બીજાના માટે આ ભાર ઉપાડતો હોઈશ !

(૫) બહુ બહુ ભણ્યા તો શું મળ્યું ? માત્ર અભિમાનરૂપી દરદ ! એનું સૂક્ષ્મ શરીર તપાસો તો જણાશે કે ત્યાં તો જગતના પદાર્થોની ઇચ્છારૂપી અગ્નિ પ્રજ્વલિત હોય છે. સ્ત્રી નામથી ઓળખાતો **સ્થૂલ** પદાર્થ છાડયો હશે પણ ત્હેના સૂક્ષ્મ શરીરમા સ્ત્રીની

પઢે ગુને સબ બેદકો, સમઝે નહીં ગમાર;
આશા લાગી ભરમકી, જ્યોં મકરીકી જાળ ૬
પંડિત પઢતે બેદકો, પુસ્તક હસતી લાડ;
ભક્તિ ન જાની રામકી, સભી પરિક્ષા બાદ ! ૭

---

**લાલસા** તો ભડકેભડકારૂપે બળતી હોય છે, ત્રાબા-રૂપા **નાણું** ત્યજ્યું હશે પણ નાણાંથી મળતી **ચીજો** તો અનેક પ્રકારની ભોગવે છે અને ત્હેનો **લોભ** પણ અસાધારણ રાખે છે—એટલે સુધી કે પોતાનું માનેલુ એક બે બદામની કિમતનું પાત્ર પણ કોઈ બધુને લેવા નહિ દે, અભિમાન ન ઉત્પન્ન થાય એટલા માટે ઘર—બાર અને સ્ત્રી વગેરે છોડયુ પણ **અભિમાન તો પહેલા કરતાં બમણો વધ્યો,** આમ તેજસ્ શરીરમા અનેક ઇચ્છાઓની આગ બળતી જ હોય છે. અને એથી બચવાનુ ભાન ઘડી પણ આવતુ નથી.

(૬) સઘળાએ ધર્મશાસ્ત્રો ભણ્યો, પણ ગમારને હજી કાંઈ સમજ પડી નહિ. શાસ્ત્રોમા મનુષ્યના વિવિધ શરીરો શું છે અને આત્માને તે કેવી રીતે ઢાકી રહ્યા છે અને ત્હેમની ખીલવટ કેમ થાય-આત્માનું પ્રકટીકરણુ કેમ થાય એ સર્વ વાચી ગયો, છતાં હજીએ દુનીઆના પદાર્થો અને દુનીઆના ભાવોનો જે ભ્રમ ત્હેની આશા તો લાગી જ રહી ! જાણે કે મકરી (કરોળીઆ)ની જાળમા કોઈ જીવ ફસાઇ ગયો હોય તેમ આ પડિતજી ઉપર પણ માયાના તાર આડા અને અવળા ફરી વળ્યા છે, વીટાઇ ગયા છે, ત્હેને તે આટઆટલુ જ્ઞાન થવા છતા ભેદી શકતો નથી

(૭) પડિતજી—ધર્મગુરૂ 'મહાપુરૂષ પડિતરાજ' એક વખત શાસ્ત્ર—સૂત્ર વાચવા બેઠા. તે વખતે પોથીબાઇ (ચોપડી) લાડ કરીને હસવા લાગ્યાં અને બોલ્યાં કે "અહો પડિતજી ! હવે ત્હમે પરીક્ષા -ાપવાની તકલીફ ફરીથી લેશો જ નહિ. કારણુ કે રામની ભક્તિ ને આવડી નહિ તેથી ત્હમે એકવાર તો બધા વિષયની પરીક્ષામાં

> સંસ્કૃતમેં પંડિત વદે, બહુત કરે અભિમાન;
> ભાષાહી કે જોરસે, તર્ક કરે નાદાન ૮

નાપાસ થઈ ચૂક્યા છો અને નાપાસ થયેલો વિદ્યાર્થી જો કે કંઈ જાણનારો હોય તો બીજી વાર તૈયાર થઇને પણ પરીક્ષામાં બેસી પાસ થઇ શકે, પણ તમે તો હજી વિદ્યાર્થી અવસ્થામાં જ—જ્યારે એકડીઆ શીખો છો એટલામા જ ' મહાપુરૂષ પંડિતરાજ ' બની બેઠા છો માટે તમારે હવે કાંઈ શીખવાનું રહેતુ જ નથી ! " કહે છે પોથીબાઈ ! તમેએ ખૂબ કરી ! અને હરિના ભક્ત કબીરજી ! [illegible] તથા અલંકાર શાસ્ત્ર ભણવાને પંડિતો પાસે ગયા સિવાય પણ [illegible] ખૂબ કલ્પનાને દોડાવી !

(૮) જેની પાંસે થોડું નાણું હોય છે તે [illegible] ઠાઠમાઠ કાંઇ ઓર જ રાખે છે અને તીજોરીની [illegible] જાણે એવો હોય છે ! ખરા શ્રીમંતો [illegible]—દંભ નહિ જ કરે, તેમ જેઓ માત્ર 'ભાષાજ્ઞાન' [illegible] બેઠા છે તેઓ બેચાર માણસને એટલા [illegible] કે [illegible] ભાષામાં કે સંસ્કૃતમય માતૃભાષામાં લવારો [illegible] કે એના જેવા પંડિત દુનીઆભરમા છે જ [illegible] માણસો—અક્કલ વગરના બાળકો માત્ર [illegible]—ન્યાયશાસ્ત્રમા માથુ મારે એ કેવી હસવા જેવી [illegible] છે ! ભાષા-**જ્ઞાન એ માત્ર એક હથીઆર છે,** નહિ કે [illegible] ભાષાજ્ઞાનમા ઘણા આગળ વધેલા [illegible] બ્રાહ્મણ ગ્રંથોના સુંદર ભાષાંતર કરવા [illegible] બન્યા નહિ અને ઉલટા ' ધર્મ ' [illegible] ભાષાજ્ઞાન **એકલાની** કિંમત શું આંકવી તે [illegible] જ વિચારી લેશો.

આત્મદષ્ટિ જાને નહિં; ન્હાવે પ્રાત:કાલ;
લોક લાજ લીયે રહે, લાગો ભરમ કપાલ. ૯
તીરથ કર કર જગ મૂઆ, ઉડે પાની ન્હાય,
રામહિ રામ જપતડાં, કાલ ઘસીટયાં જાય ૧૦
કાશી કાંઠે ઘર કરે, ન્હાવે નિર્મળ નીર;
મુકતિ નહીં હરિનામ બિન, યોં કહે દાસ કબીર. ૧૧

(૯) કેટલાક પંડિતો પ્રાતકાળમાં ઉઠીને સ્નાન કરે છે અને લોકલાજ ખાતર તિલક તથા પૂજા વગેરે વિધિઓ કે જે 'ભ્રમ' રૂપ છે તે સર્વ કરે છે; પણ બીચારાને 'આત્મદષ્ટિ' છે નહિ તેથી નકામો ભટકે છે.

(૧૦) કેટલાક પંડિતો તીર્થ અને વ્રત વગેરે કરે છે અને ઉંડા પાણીમાં પેસીને સ્નાન કરે છે, પણ રામ નામનું તિર્થ કર્યું નહિ, રામનુ ફરમાન ( અગીઆરમી 'લોકસ્વરૂપ ભાવના' ) એ રૂપી વ્રત પળાયુ નહિ, અને રામના પ્રેમરૂપી ઉંડા પાણીમાં ન્હવાયું નહિ તેથી તે પંડિતજી કાળદેવના કોળીઆ થઇ જવાના જ! મતલબ કે જન્મમરણના ફેરા ફર્યા કરવાના જ

(૧૧) કેટલાક લોકો કાશી કાંઠે જઇને રહે છે અને ગંગાના રસાયણીકગુણવાળા સ્વચ્છ જળમાં હમેશ સ્નાન કરે છે, પણ હરિનામમાં રહ્યા સિવાય અને હરિનામમા સ્નાન કર્યા સિવાય મુક્તિ કોઇ કાળે મળવાની નથી, એમ 'દાસ કબીર' કહે-છે જે સાધુઓ પોતાના નામની આગળ પાછળ મ્હોટા પૂછડાં પોતાની જાતે લટકાવતા હોય ત્હેમણે કબીરજીને પૂછી જોવું કે તે પોતાને 'દાસ કબીર' કેમ કહે છે? તેમ જ જે સંસારીઓ કોઇ યુનીવ્હર્સીટી, સભા કે સંઘ તરફથી પંડિતાઇના ખિતાબ અપાયા સિવાય પોતાની મેળે 'પંડિત'ના ખિતાબ લઇ બેઠા હોય ત્હેમણે પણ કબીરજી પાસે । વાતનો ભેદ પૂછવા પધારવુ ! રસ્તો ખુલ્લો છે!

જપ તપ તીરથ સબ કરે, ઘડી ન છાંડે ધ્યાન;
કહે કબીર ભક્તી બિના, કબૂ ન હોય કલ્યાન. ૧૨

(૧૨) કેટલાક પંડિતો શાસ્ત્રનું રહસ્ય ન સમજવાથી જપ-તપ-તિર્થ અને ધ્યાન એટલાં વાનાં કરવામાં આખી જીંદગી ગુજારે છે, પણ કબીરજી કહે છે કે 'ભક્તિ' વિના એમનુ કલ્યાણ-મોક્ષ થાય જ નહિ. જપ-તપ એ 'હઠયોગ' છે, એથી ભલે અમુક સિદ્ધિઓ પ્રાપ્ત થાય, તેથી કાંઇ ભવભ્રમણ અટકે નહિ. તિર્થપૂજન કરાય છે તે પણ બાહ્યભાવ છે, અને બાહ્યભાવ બંધ થઇને આતરદૃષ્ટિ ન થાય ત્યહાંસુધી પણ ભવભ્રમણ અટકે નહિ 'ધ્યાન' ઉત્તમ ચીજ છે પણ જેને બાહ્યભાવ ભરપૂર છે તેવા માણસનું 'ધ્યાન' પણ બાહ્ય પ્રાપ્તિને અર્થે જ હોય છે, તેથી ત્હેનુ ફળ પુદ્ગલસમૂહની પ્રાપ્તિએ જ મળે, ભવભ્રમણ ટળે નહિ કલ્યાણ તો ત્હારે થાય કે જ્હારે ભક્તિ અથવા Devotion થાય, ભક્તિવડે મનુષ્ય પોતાના તન-મન અને ધન સર્વ ઇશ્વરને અર્પિત કરે છે; પોતાનુ કશુ નથી, માત્ર વિશ્વસેવા માટે સોંપાયલાં હથીઆર છે, કે અને તે હથીઆરો વિશ્વસેવામા જ વપરાવાના છે એવો ખ્યાલ ભક્તને રગે રગે હોય છે. એવા માણુસો માટે જ મુક્તિ છે, બીજાને માટે નહિ ( ભક્તિ એ શબ્દથી કબીરજી કોઇ જાતની 'ક્રિયા' સૂચવવા ઇચ્છતા નથી, તેમજ એક ખૂણે બેસી રહી માત્ર ઇશ્વરાદિકના શબ્દોચ્ચાર કરવા એને પણ 'ભક્તિ' નામ આપતા નથી. વર્તનમાં ભક્તિ અથવા 'ભક્તિમય જીવન' એ જ એમનો કહેવાનો આશય છે એમને 'ઠાકર' નામથી મતલબ નથી, ઠાકર જેવા જ દેખાતો પત્થરનો ટુકડો કે જેને 'સદ્ભાવ' કે 'અસદ્ભાવ' સ્થાપનાનો સિદ્ધાત લગાડીને મૂર્ત્તિપૂજકો ઠાકર માની લે એ પણ એને પસંદ નથી, એને તો મ્હોં ગળ્યું કરે એવી અમુક ચીજનું—ખુદ ચીજનું કામ છે. કબીરજી 'કર્મયોગી' છે; અને એમના 'કર્ત્તવ્ય કર્મ'ની ઇંટો વચ્ચે ગારો 'ભક્તિરસ'નો છે.

કલિકા બામ્હણુ મશકરા, તાહિ ન દીજે દાન;
કુટુંબ સ્યૌં નરકહી ચલે, સાથ ચલ્યા જજમાન! ૧૩
કબીર! પંડિતકી કથા, જૈસી ચોરકી નાવ;

(૧૩) કબીરજી એક દાતારને ચેતવણી આપે છે કે, હે ભાઈ! તું દાતાર થયો એ તો ઠીક છે, દાનનો ગુણુ ઉત્તમ છે, પણ ત્હારૂં દાન **અયોગ્ય**પાત્રમાં ન જાય તે સંભાળજે! પેલ્લો મશ્કરો–ઉખડેલ ધર્મગુરૂ છે, ત્હેને દાન રખે દેતો! કારણ કે એવા એક ધર્મગુરૂને કોઇએ દાન કર્યું હતું ત્હેનું ફળ એ મળ્યું કે, તે સાધુ પોતાના સોબતીઓને **લઇને** નરકે ગયો અને સાથે દાતાર–**દાન આપનારને પણ લેતો ગયો**! ગુરૂ કાંઇ એકલપેટો ન હોય, પોતાના દાતારને નરક જેવી સ્હેલધામા સાથે લીધા વગર રહેજ નહિ એવો તે પરોપકારી હોય! માટે હે ભાઇ! તું દાન કરે તો 'ગુણ' જોઇને કરજે, '**વેષ**' જોઇને ન કરતો.

(૧૪) કબીરજી કહે છે કે, આજકાલના 'પોથાં પઢીત' ના મુખથી ધર્મકથા સાભળવી અને આંધળાએ ચોરની બોટમા બેસવુ એ બન્ને એકસરખા જોખમભર્યા. કામ છે. બન્ને લોકો મરજીમાં આવે તે જગાએ પોતાના આશ્રિતોને ભરમાવીને લઈ જાય અને મરજીમાં આવે તેવી વ્યવસ્થા કરે! આ ગાથા બહુ સમજવા જેવી છે કોઈ આંધળાને નદીપાર જવુ હતુ તેથી હોડીવાળાની મદદ માગતો હતો. એવામાં અમુક ચોર લોકો કહેવા લાગ્યા "અમારી હોડીમાં બેસો, અમે ત્હમને થોડે ખર્ચે અને થોડા વખતમા પાર ઉતારીશુ." વિશ્વાસે સુરદાસજી હોડીમાં બેઠા અને પછી પેલા લૂટારા હોડીવાળાએ માહોમાહે વિચાર કરવા માડયો. એક કહે "આને લૂટીને નદીમાં ફેંકી દઇશું?" બીજો કહે. "છેક જ એવુ ઉઘાડું કુકર્મ તો ન થાય; રા દયા ખાઇશું દયા. આપણે એને આડાઅવળો ખેંચી જઇશું અને

## ચુન કર બૈઠે આંધલા, ભાવે ત્યાં ભરમાવ ૧૪

એક ઉજ્જડ જગામાં જઈ લૂટીને ત્યાં છોડી દઈશું" ત્રીજો કહે "એમપણ નહિ; જે માણસ ગોળથી મરતો હોય એને વિષથી શા માટે મારવો? માટે આપણે એને અડધેક સુધી હોડી હંકાર્યા બાદ કહેવું કે નદીમા આ સ્થળે ચમત્કાર થયેલા છે, એ પવિત્ર ભૂમિ છે અહીં કોઇ માણસ ડૂબી મરે–આપઘાત કરે તો મોક્ષે જાય અને એટલી હિમ્મત ન ચાલે અને ફક્ત પોતાની મીલ્કત અહીં સ્નાન કરીને ખેરીઆતમા આપી દે તો દેવલોકમા જાય તે બિચારા આંધળાને પોતાના આ ભવના દુઃખથી કટાળો આવેલો હોવાથી ગમે તે શિખામણ માનવા તત્પર જ થશે અને આપણો બેડો પાર થશે" લૂટારાઓએ અને આંધળાએ પછી શું કર્યુ તે આપણે જાણવાનુ રહેતુ જ નથી, કારણ કે એવા સખ્યાબંધ લૂટારા આપણ અંધ પુરુષોને (હૃદયની આંખ વગરનાઓને) હમેશ આવી રીતે લૂટતા આવ્યા છે તેથી કાંઈ નવો અનુભવ મળવાનો નથી પછી આપણને જ્હારે પરમાધામીના દુઃખો ખમવા પડશે ત્હારે કહીશુ કે "અરે ઓ પરમાધામી! મ્હને તુ અહીં કેમ લાવ્યો? હું કે જેણે ગુરુદેવના કહેવાથી પેલી વિધવાના દીક્ષા ઉત્સવમાં પાચસો રૂપીઆ ખર્ચ કર્યા હતા અને પેલા ઉપદ્રવ્યોની દયા માટે પુસ્તકોના પટારા ભરનારા મહાત્માના હુકમથી પાચ રૂપીઆના પાના વહોરાવ્યા હતા અને ગુરુના સંસાર-પક્ષના બેટાને ગુરુદેવની આજ્ઞાથી બસો રૂપીઆની કંઠી પહેરાવી દીધી હતી તથા ગુરુદેવના દર્શન કરવાને ચોમાસા વચ્ચે હુ લાવ-લશ્કર લઇને બીજે ગામ જઈ ચારસો રૂપીઆ ખર્ચી આવ્યો હતો છતાં તુ મ્હને અહીં–નરકાવાસમા કેમ લાવે છે? મ્હારે તે અહીં આવવાનુ હોય? મ્હને તો મ્હારા ગુરુ સાથે દેવલોકમા લઈ જવામા આવશે એવી આશાએ મ્હે છોકરાથી પણ વ્હાલા એવા રૂપીઆ ખર્ચી નાખ્યા હતા! છતા શુ મ્હારા નરકમા લઈ જાય એવા પૂર્વનાં

૨

કામ ક્રોધ મદ લોભકી, જબ લગ મનમેં ખાન;
તબ લગ પંડિત મૂર્ખહી, કબીર એક સમાન ૧
ચતુરાઇ સૂવૈ પઢી ! સોઈ પંજર માંહિ;
ફિર પરમોધે આનકો, આપન સમઝે નાંહિ ૨

---

કર્મો ધોવાયાં નહિ હોય કે ? " આનો ખુલાસો પરમાધામી કરશે કે ?– હા, જે પરમાધામી હશે તે અવશ્ય ખુલાસો કરશે, બીજા નહિ જ.

(૧) કબીરજી કહે છે કે, જ્યહા સુધી મનમા કામ–ક્રોધ–મદ–લોભ એ ચારની 'ખાણ' છે ત્યહા સુધી મૂર્ખ અને પંડિતમાં કાંઈ તફાવત સમજતા ના. એવો માણસ ભણેલો હોય તો પણ મૂર્ખ જ છે, બુદ્ધિશાળી મનુષ્ય કદી પોતાના સૂક્ષ્મ શરીર કે જે વધુ કિમતી છે અને જે બીજા અવતારમાં પણ સાથે રહેનાર છે તેવા સૂક્ષ્મ **શરીરના ભોગે સ્થૂલ શરીરનું માયાવી સુખ ઇચ્છે જ નહિ.**

(૨) ચતુરાઈ તો એક પોપટ (સૂવૈ–સૂવા)ના ભણવામાં આવી છે ! બાકી કોઈ ચતુર છે જ નહિ ! જુઓ તો ખરા કે અભણ પોપટ આકાશમા ઉડતા ફરે છે અને કલ્લોલ કરે છે, ત્યહારે ભણેલા પોપટજી પાંજરામા કેદ થયા છે ! આ એમનુ ભણતર ! અરે B. A અને M A ની ડીગ્રીના અભિમાની ભણેલાઓ ! અરે સૂત્રો અને સંસ્કૃત ગ્રંથો અને થોકડાના અભ્યાસના અભિમાની 'પોપટજી'ઓ ! તમે ભણીગણીને શું ભણ્યા ? **માત્ર મગજને ભારે માર્યું !** કારણ કે હૃદય તો ભણ્યુ નહિ, મનના પ્રણામ કોમળ થયા નહિ, વિશ્વ માત્ર ઉપર સમાન દૃષ્ટિ–પ્રેમ ભાવના તો શિખ્યા નહિ ભણતરથી તમારૂં હૃદય 'તર' થવાને બદલે–વિકાસ પામવાને બદલે ઉલટું સાંકડું થયુ અને તમારા પોતીકાં સ્વાર્થી સુખ મેળવવાની વધુ શક્તિ તમે પામ્યા, કે જે શક્તિ બીજા ઓછા ભણતરવાળાના સુખના ભોગે તમને વધારે ( માયાવી ) સગવડો લાવી આપશે

હરિગુન ગાવે હરખકે, હિરદે કપટ ન જાય,
આપન તો સમઝે નહિ, ઔરહિ જ્ઞાન સુનાય ૩
ચતુરાઈ ચૂલ્હે પરો, જ્ઞાનકો જમડા ખાવ!
'ભાવ ભક્તિ' સમઝે નહી, જાનપનો જલ જાવ! ૪
લિખના પઢના ચાતુરી, યે સબ બાતે સહેલ,
કામ દહન, મન વશ કરન, ગગન ચઢન મુશકેલ ૫

---

આ બાબતમાં તમને પાંજરામાં—અનાચારમાં જકડી રાખશે તમે બીજાને શું ઉપદેશ કરો છો? અરે બિચારા પોપટીઆ પંડિતો! પહેલું તમને તો પીંજરામાંથી છોડવો!

(૩) હરિના ગુણ મ્હોઢેથી ગાયા એટલે કાંઈ ભક્ત થઈ ગયા એમ સમજવું નહિ હૃદયમાંથી કપટ જાય ત્યારે જ્ઞાની કહેવાય. માટે બગભક્તોનો ઉપદેશ સાંભળવો નહિ

(૪) હે 'ચતુર' પુરુષો! તમારી ચતુરાઈ ચૂલામાં પડો! તમારું જ્ઞાન જહાનમમાં જાઓ! જો તમારામાં 'દ્રવ્યભક્તિ' નહિ પણ 'ભાવભક્તિ' આવી હોય તો જ તમારી પંડીતાઈ સફલ છે, નહિ તો દેવતા મૂકો એ જાણપણામાં!

(૫) લખવું–વાંચવું–ચતુરાઈ કરવી એ બધું સ્હેલું છે—દેખાદેખીથી શિખાય તેવું છે પણ કામદેવને બાળી નાખવો અને મનને વશ કરવું તથા 'આકાશમાં ચઢવું' એટલાં કામ ખરેખર મુશ્કેલ છે એ કાંઈ દેખાદેખીથી શિખાતાં નથી, એ તો જાતે જ સમજવાનાં અને જાતે જ કરવાનાં કામ છે, 'આકાશમાં ઉડવું' એનો અર્થ ભૂલોકમાં છતાં દેવલોક તરફ પ્રયાણ કરવું તે. કલ્પનાશક્તિને પવિત્ર બનાવીને તેની પાંખે બેસી દેવલોકમાં વિચરવું અને પ્રેમના સાત્વિક સ્વર્ગની મીઠી હવા ખાવી તે બીજો અર્થ એવો પણ થાય કે 'ગુણસ્થાનકે' ચઢવું તે, ગુણસ્થાનક કાંઈ દેખાય એવી ચીજ નથી, આકાશમાં ચઢવાનું જ તે કામ છે.

જ્ઞાની જ્ઞાતા બહુ મિલે, પંડિત કવી અનેક;
રામ રતા ઇંદ્રિય જિતા, કોટિક માંહી એક. ૬

તારા મંડલ બૈઠકર, ચંદ્ર બડાઇ પાય;
ઉદય ભયા જબ સૂર્યકા, સબ તારા છુપ જાય. ૭

કુલ મારગ છોડા નહીં, રહા માયામેં મોહ;
પારસ તો પરસા નહીં, રહા લોહકા લોહ ! ૮

---

(૬) જ્ઞાનની વાતો કરનારા, કવિઓ, પંડિતો તો ઘણાએ મળે, પણ **રામમાં 'રત' થયેલા—રામમય બનેલા** પુરૂષો કે જેઓ ઈંદ્રિયોને પોતાને વશ રાખી શકે છે તેવા તો કરોડમાં એકાદ જ મળશે

(૭) તારાઓના ટોળાં વચ્ચે બેસીને ચંદ્ર (કે જે સૂર્યનું તેજ ઉછીનુ લઇને પ્રકાશે છે, જેનામા પોતાનુ તેજ નથી તે) આપ બડાઈ ઘણીએ કરે તેથી શું વળ્યુ ? પણ જ્યહારે પ્રભાતે સૂર્યનો ઉદય થાય છે કે તરત જ તારાઓ છૂપાઈ જાય છે તેઓ પોતાની ભૂલને માટે પસ્તાઇને મ્હો છૂપાવે છે ।

'પોથાં-પંડિત'ની પંડિતાઇ માત્ર મૂર્ખ લોકો આગળ જ ચાલી શકે, સંત અગર ભક્ત અગર પરમાત્મપરાયણ લોકો આગળ તે ઝાખાંઝખ પડી જાય છે

(૮) જેણે ખરાબ રસ્તા (કુલમાર્ગ) છોડયા નથી અને જે માયામાં મોહી રહ્યો છે ત્હેને પારસમણીનો સ્પર્શ હજી સુધી થયો જ નથી એમ માનજો, તેથી જ તે લોઢા જેવો છે જો સદ્‌ગુરૂ કે સદ્‌જ્ઞાન કે સતદ્દેવ (ત્રણે એક જ છે) નો સ્પર્શ થયો હોય તો આ દશા હોય નહિ.

# (૧૨) રામ ક્યહાં વસે છે ?

કબીર ખોજત રામકો, ફિરતા સાગરદ્વીપ;
રામ બસે ઘટ ભીતરે, હૂવા યહ પરતીત ૧

"સબ ઘટ ભીતર મૈં બસૂં, મોકો મિલે ન કોય,
"જો હોતા સો મૈં કરૂં, નામ દાસકા હોય ૨

---

(૧) કબીરજી કહે છે કે, રામ અથવા પરમેશ્વરને શોધવા માટે ઘણો કાળ હું સાગર અને બેટમાં ઢૂંઢતો ફર્યો અર્થાત્ તીર્થયાત્રાદિમાં ઘણો વખત ગુમાવ્યો, પરન્તુ છેવટે મને ભાન થયું–'પરતીત' અથવા દૃઢ શ્રદ્ધા થઇ કે રામ તો મારા ઘટમાં જ રમી રહ્યા છે। રામ શબ્દ જ रम् એટલે 'રમણ કરવું' એ ધાતુ ઉપરથી નીકળ્યો છે, તેથી સમજાય છે કે રામ કોઇ એક સ્થળે જડવત્ ગોઠાઇ ગએલા નથી, પરન્તુ સર્વત્ર અને સર્વદા જે ચેતનશક્તિ રમી રહી છે તે જ રામ છે અને તે તો મારા ઘટમાં પણ રમી રહી છે। માત્ર મારે ઘટમાં ઉતરીને ઉહાપોહ અથવા ચિન્તવન કરવું જોઇએ, કે જેથી બાહારની વસ્તુઓમાં રમી ગએલું મન રામને જોઇ શકે

સમજનકા ઘર ઔર હૈ, ઔરનકા ઘર ઔર;
સમઝ્યા પિછે જાનિયે, "રામ બસે સબ ઠૌર." ૧૨
કબીર ! ઇસિ સંસારકો, સમઝાવું કઇ બાર ?
પૂછ જ પકડે ભેસકી, ઉતરા ચાહે પાર ! ૧૩
મન મથુરા, દિલ દ્વારિકા, કાયા કાશી જાન;
દસવાં દ્વારા દેહરાં, તામે જોતિ પિછાન ૧૪

---

(૧૨) સમજવાળા માણસની દૃષ્ટિ જૂદી હોય છે અને વગર સમજણવાળાની જૂદી હોય છે સમજ્યો નહોતો ત્હારે હું રામને **અમુક જગાએ** ઢૂંઢતો હતો, હવ **સમજ્યો** તો જણાયુ કે રામ **તો સર્વ જગાએ** વસે છે માટે રામની ભક્તિ કરવા માટે **અમુક** જગા 'રીઝર્વ્ડ' રાખી શકાય જ નહિ **સર્વ પ્રાણીની સેવા એ જ રામસેવા છે સર્વમાં હું અને હુંમાં સર્વ એવો 'એક ભાવ' થયો એ જ 'સેવા'** છે

(૧૩) કબીરજી કહે છે કે આ મૂર્ખ સંસારને શી રીતે સમજાવુ ? એને ભવરૂપી સમુદ્રની પાર જવુ છે, અને તે કામ માટે હોડી કે ગાયને બદલે કુગુરૂરૂપી ભેસનુ પૂછડુ પકડવા ઇચ્છે છે ! એ ભેસ જો એને ડૂબાડયા વગર રહે તો પોપટીઆ અને સ્વાર્થી ગુરૂઓ નરકમા નાખ્યા સિવાય રહે !

(૧૪) હે ભાઇ ! તુ મથુરા અને દ્વારિકા અને કાશી અને ગીરનારજી અને તારગાજી ભટકવા જાય છે, પણ હું ત્હને ત્હારી પાસે જ એ બધા તિર્થસ્થળો લાવીને ખડા કરૂ છુ છતાં તુ શા માટે ભટકવાની અને દામ ખર્ચવાની મૂર્ખાઈ કરે છે ? જો, દેખ ! ત્હારૂ મન એ જ મથુરા છે, દીલ એ જ દ્વારિકા છે, કાયા એ જ કાશી છે, તન એ જ તારગાજી છે, ગો અથવા ઇંદ્રિયો એ જ ગીરનારજી છે, માટે તુ એ સર્વ મન—વચન અને કાયાને શુદ્ધ કર એટલે તિર્થ જ છે ત્હારા હૈયાના દસમા દ્વારમા જે દેહેરૂ છે ત્યહાં જ પરમાત્મા બીરાજે છે, એને શોધ આટલા પ્રયાસ ધ્યાન ધરીશ તો પર-
ાની સાથે એક તાર જરૂર જોડાશે 'દશમા દ્વાર' સબધે વિશેષ
કત 'યોગ' ના જાણકાર પુરૂષ પાસેથી જ મળી શકશે.

"સબ ઘટ મેરા સાઈયાં, ખાલી ઘટ નહિં કોય;
"બલિહારી (ઉસ) ઘટકી સહી, જો ઘટ પરગટ હોય." ૩
ચૌસઠ દીયા જોડ કર, ચઉદે ચદા માહિં;
તિસ ઘર કૈસા ચાંદના, જિસ ઘર ગોવિંદ નાહિં? ૪
કોઉક પાવે સંતજન, જાકે પાંચોં હાથ;
જાકો પાંચોં બશ નહીં, તાકો હરી ન સાથ. ૫

---

(૩) સઘળા માણસના ઘટમા હુ એટલે રામ વસું છુ, કોઇ મ્હારા સિવાય છે જ નહિ, પરન્તુ જે ઘટમા હું 'પ્રગટ' થાઉં છુ અર્થાત્ જે માણસ પોતાના ઘટમાં મ્હને પ્રત્યક્ષ ભાળે છે ત્હેની બલિહારી છે.

(૪) રામને જોવાને માટે કોઇ કદાપિ પોતાના ઘરમા કે મંદીરમા ચોસઠ દીવાના ઝમરૂખ (ઝુમ્મર) સળગાવે અગર ચૌદ ચદ્ર લાવીને ટાગે, તેથી કાઇ તે સ્થળે ખરૂ 'ચાંદનું'–ખરો પ્રકાશ થવાનો નહિ, કારણકે ત્હા હજી ગોવિંદરૂપી સૂર્ય ઉગ્યો નથી જ્યહાં ગોવિંદરૂપી સૂર્ય અજ્ઞાનરૂપી વાદળમાથી બહાર નીકળીને પ્રકાશી રહ્યો છે, તે સ્થળે–તેવા માણસના ઘરમા તેમ જ ઘટરૂપી મદિરમાં પણ સદાસર્વદા અજવાળુ જ છે જેમ અજવાળાથી સઘળી ચીજો ત્હેના ખરા રૂપમાં જોઇ શકાય છે તેમ તે માણસ દરેક તત્ત્વને સાચા સ્વરૂપમા સમજી શકે છે, જોઈ શકે છે, અનુભવી શકે છે.

(૫) હરિને પામવા એ કામ તો કોઈ વિરલાથી જ બને છે, કે જેઓ પાચે ઇન્દ્રિયોને વશ રાખે છે જેને પાચ ઇન્દ્રિયો વશ નથી તે માણસની હરિ સોબત કરતો નથી–ત્હેના ઘટમા તે 'પ્રગટ' થતો નથી પ્રભુપ્રાપ્તિનુ પહેલુ પગથીઉ ઇન્દ્રિયનિગ્રહ એ જ છે.

## (૧૩) ત્હને આત્મતત્ત્વ કોણ ઓળખાવશે?-તું પોતે જ.

---

કબીર હદકા ગુરૂ મિલે, બેહદકા ગુરૂ નાહિં;
બેહદ આપે ઊપજે, અનુભવકે ઘર માહિ. ૧

નિરાધાર સૌ સાર હૈ, નિરાકાર નિજ રૂપ;

---

(૧) હદવાળી ચીજો—જેને સમય, સ્થળાદિની હદ છે તે સર્વનું જ્ઞાન કરાવનાર ગુરૂ હોઈ શકે ખરો, પરન્તુ પરમાત્મા કે જે સમયસ્થળાદિથી મર્યાદિત નથી ત્હેમના સબંધી જ્ઞાન—આપવાનુ કોઇ ગુરૂથી બની શકે જ નહિ એ તો **અનુભવનો** સવાલ છે, અને 'અનુભવ' કાઇ કોઇથી આપ્યો અપાય નહિ, એ તો પોતે જ મેળવી શકાય 'બે-હદ' એટલે Un-Limited અથવા સમયસ્થળાદિથી અમર્યાદિત એવા પરમાત્મા તો ત્હેની ખોજ કરનાર માણસના હૃદયમાં 'આપે'જ—પોતે જ 'ઉપજે છે' એટલે 'પ્રગટ થાય છે'—માત્ર માણસે 'અનુભવના ઘર'મા જવા કોશિશ કરવી જોઇએ

(૨) પરમાત્મા કેવો છે? તો કહે છે કે, તે 'નિરાધાર' છે—કોઇના પણ અગર કશાના પણ આધારની ત્હેને જરૂર નથી, એવો તે 'સાર પદાર્થ' છે તે સઘળાને આધાર **આપી શકે**, પણ કોઇના આધારની એને જરૂર પડે નહિ એને પોઢાડવા માટે પારણા, એને રહેવા માટે 'હવેલીઓ' એને જમાડવા માટે 'અન્નકૂટ' વગેરે કશાની જરૂર નથી, એ તો જેઓ **નિરાધાર** પ્રભુનું સ્વરૂપ સમજતા નથી એવા ભોળા લોકોને ભ્રમમા નાખી પોતાના ખીસ્સા તર કરવાના રસ્તા માત્ર છે વળી પરમાત્મા કેવા છે? તો કહે છે કે, તે 'નિરાકાર' છે—આકાર રહિત છે પરમેશ્વરના આકાર બનાવી પરમેશ્વરને ધ્યાવાનો દેખાવ કરનારા ભ્રમણામા ભમે છે. વળી પરમેશ્વર કેવા

નિશ્ચલ જાકો નામ હૈ, ઐસા તત્ત્વ અનૂપ ૨

છે? તો કહે છે કે, તે 'નિજરૂપ' છે, ત્હમારો આત્મા પોતે જ પરમેશ્વર છે, માત્ર ત્હેના ઉપર કર્મનો પડદો પડેલો હોવાથી ત્હેની અનંત શક્તિ છૂપાઈ રહી છે. 'હું ઇશ્વર છુ' એવી ભાવના સદૈવ ભાવતા રહો અને જ્યહારે પણ કાંઇ કુકર્મ કે અપશબ્દ કે દોષિત કલ્પનામા પડવાની લાલચ આવે ત્યહારે ત્હમારા મનમાં જ વિચાર કરો કે "શુ સર્વશક્તિમાન ઇશ્વર કોઈ લાલચને વશ થવા જેવી નિર્બળતા દાખવી શકે ?" એવા સકલ્પથી ત્હમારામાં છૂપાયલુ ઇશ્વરત્વ પ્રગટ થતુ થતુ ત્હમને લાલચમા લપટાતા બચાવી લેશે, વળી એ જ ઇશ્વરરૂપ હોવાની ભાવના આખરે ત્હમને નિજરૂપમા તલ્લીન કરશે. વળી આગળ ચાલતા પરમેશ્વર કેવા છે? એ પ્રશ્નના ઉત્તરમા કહે છે કે, ત્હેના અનેક ગુણનિષ્પન્ન નામોમાનુ એક નામ 'નિશ્ચલ' એવું પણ છે, તેથી સૂચવે છે કે, તુ પોતે કે જે ઇશ્વર જ છે તેણે પોતાનુ 'નિશ્ચલ'—અડગ સ્વરૂપ યાદ રાખીને દુ ખથી, લાલચથી કે ભ્રમણાથી ફસાવુ ન જોઇએ સત્યના પાલન ખાતર ગમે તેવુ દુ.ખ આવે તો પણ ત્હારૂ નિજરૂપ બદલાવાનુ નથી જ, કારણ કે 'નિશ્ચલ' છે. અસત્ય માર્ગ લેવાથી ત્હને કેટલીક દોલત કે લાભ મળે પણ તેથી 'નિશ્ચલ સ્વરૂપ'ને કાંઇ લાભ થતો નથી એમ વિચાર કરી તું સત્યમા નિશ્ચલ રહે, એમ કરવાથી પરમાત્માનુ નિશ્ચલ સ્વરૂપ સમજી શકાશે, કારણ કે પરમાત્મા માત્ર **અનુભવથી** જ જોઈ શકાય છે, અને 'અનુભવ' શુદ્ધ વર્ત્તનથી જ મળે છે. ઇશ્વરનુ તત્ત્વ એવુ 'અનૂપ'—ઉપમા ન આપી શકાય એવુ છે આરસપહાણ, રૂપુ કે સુવર્ણ કે હીરા માણેક કશાની ઉપમા આપેથી ઈશ્વરનો અશ માત્ર ગુણ પ્રાપ્ત કરી શકાતો નથી, એ તો 'અનુભવ'થી જ થઈ શકે છે.

સૂરતમેં મૂરત બસે, મૂરત સોહી 'તત';
તત્ત્વ બિચારો આપહી, તત્ત્વ તત્ત્વ સો 'તત'. ૩

જો યે તત્ત્વ બિચારકે, રાખે હૃદય મૉઝાર,
સો પ્રાની સુખકો લહે, દુઃખ ન આવે લાર ૪

---

(૩) ઇશ્વરની 'મૂરત'—મૂર્ત્તિ કાઇ પત્થરાદિમાં વસતી નથી પણ 'સુરત'માં—ધ્યાનમા વસે છે શુદ્ધ ધ્યાન અથવા સમાધિમા કે કાયોત્સર્ગમા જ ઇશ્વર દેખાય છે, માટે ત્મ્હા જ તે વસે છે એમ કહ્યુ. અને ધ્યાનમાં જોવાયલી ઇશ્વરની મૂર્ત્તિ એટલે 'પરમાત્મતત્ત્વ'એ જ 'તત્' છે—એને વર્ણવી બતાવવાના શબ્દો જ નથી, માટે એનુ પિછાન 'તત્' શબ્દમાત્રથી કરાવ્યુ છે. ત્હમે પોતે જ તે તત્ત્વનો વિચાર કરો, ત્હેનુ ધ્યાન કરો, પારકા લખેલા વર્ણનો કે મૂર્ત્તિઓ ઉપરથી ત્હમને અનુભવ નહિ થાય, ત્હમારા જીગરમા જ તે ખરેખરા તત્ત્વરૂપ 'તત્' પદનો સાક્ષાત્કાર કરો

(૪) જે માણસ એ 'પરમાત્મ તત્ત્વ'ને વિચારીને—ઓળખીને પોતાના હૃદયમાં સાચવી રાખે છે અર્થાત્ 'પરમાત્મમય' જ બની રહે છે ( અને "પરમાત્મા મ્હારા હૃદયમા બેઠો બેઠો મ્હારૂ દરેક કામ, દરેક શબ્દ અને દરેક કલ્પનાને જોયા કરે છે" એવી બુદ્ધિથી દરેક કામ કરે છે ) તે માણસ સુખ પામે છે, દુઃખ એની પાસે પણ આવી શકતુ નથી

# (૧૪) સંસારમાં સુખ ક્યહાં છે ?

---

જલતી આઈ બાદલી, બરખન લગી અંગાર;
ઊઠ, કુબીરા! દૌર જા, દાઝત હૈ સંસાર. ૧

સંસાર સારા દુઃખી, ખાવે ઔર રોવે;
દાસ કુબીરા યોં દુઃખી, ગાવે ઔર રોવે! ૨

---

(૧) આકાશમા એક બળતી વાદળી આવી છે અને અંગારાનો વરસાદ વરસવા લાગ્યો છે. હે કુબીર! પ્રમાદી ન થા, ઉઠ, જો સસાર તે અંગારાથી દાઝે છે માટે તે ભૂમિ છોડી બીજી ભૂમિમાં જવાનુ ત્હેમને સમજાવી તે રસ્તે સર્વને દોર જડવાદરૂપી અંગારા ચોતરફ વરસી રહ્યા છે, તેથી લોકો જડવાદના દશ્ય ચિન્હ તરીકે મળતા ધન-ભોગ આદિથી પણ ઠરતા નથી-આનંદ કે આશ્વાસન કે સતોષ-તૃપ્તિ પામતા નથી માટે ત્હેમને કોઈ એવા કુબીર જેવા સાચા બોલા ગુરૂ મળવા જોઇએ છે કે જેઓ તે લોકોને આ ભૂમિ-એટલે કે જડભાવ-છોડાવી બીજી ભૂમિ એટલે ચેતનભાવમા-અંતરાત્મામાં જવા કહે અને તે જગાનો રસ્તો પણ બતાવે. સસાર તો આધિ-વ્યાધિ-ઉપાધિનો સાગર છે, મતલબ કે સંસારભાવમા રમનારને આધિ-વ્યાધિ-ઉપાધિ સિવાય બીજું કાંઈ મળે જ નહિ; પણ પવિત્ર ભાવનાના ઉચ્ચ પ્રદેશમા ઉડનારને શાન્તિ અવશ્ય મળે છે અને ત્હેને એટલે ઉંચે આ દુનીઆની હવા કે આધિ-વ્યાધિ-ઉપાધિમય છે તે સ્પર્શી શકતી નથી-અસર કરી શકતી નથી.

(૨) સારો સંસાર-આખી દુનિયા દુખી જ છે દુનીઆનો દુખ સબધી ખ્યાલ તો જુઓ કે, તેઓ સ્વાદિષ્ટ ભોજન જમતા જાય છે અને વળી રોતા જાય છે! ઇન્દ્રિયોના વિવિધ ભોગ ભોગવતા

સુખિયા ઢૂંઢત મૈં ફિરૂં, સુખિયા મિલે ન કોય,
જાકે આગે દુઃખ કહું, સો પહિલા ઉઠ રોય ! ૩

જિસકો **એકે** દુખ કહૂ, સોઉ કહે **એકબીસ**,
દાઝત મૈ દુખ એકસે, કહાં રખૂ ફિર બીસ ?! ૪

---

જાય છે અને સસાર તો દુ ખંમય જ છે એમ રડતા જાય છે ! ત્હેમના શબ્દ અને વર્તનમા કેટલી બધી પરસ્પર વિરુદ્ધતા છે ! પરન્તુ 'દાસ કબીર' અથવા 'જગતની સેવા એ જ પ્રભુ સેવા' એવા મ ત્રને પૂજનારો કબીર તો જૂદી જ રીતે દુ ખી છે (જો કે એ દુ ખ જ કહેવાય નહિ) તે કબીર તો પ્રભુનુ નામ ગાય છે અને ગાવામાં એટલો તલ્લીન બને છે કે આખમાથી ઇશ્વરપ્રેમના અશ્રુ વહ્યા જાય છે આવી રીતે આંસું પડવા એ જ જો દુ ખનુ ચિન્હ હોય તો કબીર ખરે જ દુ.ખી કહેવાય, પરન્તુ ખરેખર એ દુ ખી નથી, એ તો પ્રભુના રાજ્યમાં મ્હાલે છે અને ત્યહા મ્હાલનારને જે અમૃત પીવાનુ મળે છે તે અમૃત સર્વાંગે પીતાં પીતાં થોડાક ટીપાં ત્હેની આખદ્વારા વહી જાય છે, જેને અજ્ઞાન લોકો આસુ–દુ ખ–સૂચક આસુ કહે છે !

(૩) આ દુનિયામાં સુખી માણસ શોધવા હું ઘણોએ ફર્યો, પરન્તુ કોઇ સુખીઓ મળ્યો નહિ ! જેની પાસે જઇને મ્હારૂ દુ.ખ રડવુ શરૂ કરૂ છુ કે લાગલો જ તે રડી ઉઠે છે કે "હું પોતે જ મહા દુઃખી છુ !"

(૪) જેની પાસે જઇને હુ મ્હારૂ **એક** દુ ખ કહુ છુ, તે માણસ તો વળી પોતાના **એકવીસ** દુ ખ ગાવા લાગી પડે છે ! હવે જ્યહારે હું મ્હારા એક દુ ખથી દાઝી મરતો હતો ત્યહારે આના એકવીસ દુ ખ કઇ જગાએ સાચવી રાખુ ? એ જીરવવાની

બાસર સુખ ના રૈન સુખ, ના સુખ ધૂપ ન છાંય,
કૈ સુખ શરણે રામકે, કૈ સુખ સતો માંય. ૫

શક્તિ ક્યહાથી લાવુ? મતલબ કે દુનીઆનો દરેક મનુષ્ય પોતાને અમુક દુખોથી ઘેરાયલો માને છે, પણ કબીરને તો એક જ વાતનુ દુખ છે અને તે એ કે, દુનીઆના લોકો બિચારા અંગાર વરસાવતી વાદળીને લીધે દુખે શેકાય છે તે પોતાને માટે દુ:ખી નથી પણ બીજાને માટે દુ:ખી છે

(૫) સુખ નથી 'બાસર' એટલે દિવસથી, કે નથી રાત્રીથી; નથી તડકાથી કે નથી છાયડાથી. જો કોઇ પણ સ્થળે સુખ હોય તો તે કા તો રામના શરણમાં હોય કે કાં તો સંતમા હોય તડકા–છાંયડાથી અર્થાત્ આબાદી–પડતીથી કાંઈ માણસ સુખી–દુખી બનતો નથી પણ કા તો રામના શરણે જવાથી અથવા સત બનવાથી (કે સતની સોબતમા રહેવાથી) સાચું સુખ અનુભવાય છે. રામને શરણે જવુ એનો અર્થ એ છે કે, પોતાના હાથે જો કાંઇ કામ થાય અને તે કામની તારીફ દુનીઆમા થાય તો તે માટે ફુલાવાને બદલે તે કામનો યશ પરમાત્માને અર્પણ કરવો અને કહેવુ કે "પરમાત્માના એજટ તરીકે કરાયલા કામનો યશ લેવાનો અધિકાર મ્હને હોય જ નહિ." વળી કોઈ કામમા પોતાને ઉદ્વેગ થતો હોય તો વિચારવુ કે, "અમુક કામનુ પરિણામ દુખદાયક આવ્યુ ત્હેમા મ્હારે શુ? હુ તો સર્વ–શક્તિમાન રામના શરણે છું." આવી રીતે રામના શરણમા સુખ છે અગર તો રામભક્ત અને તેથી રામની પ્રતિકૃતિરૂપ સાચા સતોમા સુખ રહેલુ છે–તેઓ હમેશ આનંદમય જ હોય છે, કારણ કે આનદસ્વરૂપ ત્હેમનો નિર્મળ આત્મભાવ સદાસર્વદા સર્વકાળે જાગતો જ હોય છે માટે એવા સુખી પુરૂપની સોબતથી પણ સુખનો ચેપ લાગે છે

સપત દેખ ન હરખિયે, વિપત દેખ મત રોઉ;
સપત હૈ વહાં વિપત હૈં, રામ કરે સો હોઉ ૬
લક્ષ્મી કહે મૈં નિત નઈ, કિસકી પુરી આશ ?
કિતને સિંહાસન ચઢે, કિતને ગયે નિરાશ. ૭

---

(૬) આબાદી દેખીને ફૂલાવુ નહિ કે બહુ હરખાવુ નહિ, તેમજ વિપત્તિ દેખીને રોવુ નહિ—મનમા કલેષ કરવો નહિ ચોક્કસ સમજજે કે આબાદીમા જ વિપત્તિ છૂપાયલી છે આબાદીના કેફથી માણસ પ્રમત્ત, જડવાદી, સુકોમળ બની જાય છે અને તેથી વિપત્તિને આવવાનો રસ્તો સાફ થાય છે માટે ત્હારા પૂર્વના કર્મનાં પરિણામ આવવા તરીકે ભલે રામ અથવા 'કર્મનો કાયદો' ગમે તેવી વિપત્તિ કે સપત્તિ આપે, તું તેથી લેપાતો નહિ. ભોગાવળી કર્મ એટલે થઇ ગયેલા કર્મ કે જેનુ ફળ ભોગવ્યા સિવાય ચાલેજ નહિ તેવા કર્મનાં કડવા કે મીઠાં ફળ ભોગવતી વખતે આ જન્મમા તુ આત્મકલેશ કે પ્રમાદરૂપી નવાં કર્મ બાધીશ નહિ. સમભાવે એટલે મનને બેમાથી એક પણ બાજુ ઢળવા દીધા સિવાયજ તુ બન્ને પ્રકારના કર્મોને સહન કરી લે. ચિત્ત શાન્તિ કે જે આત્માનો સ્વભાવ છે ત્હેને ખલેલ ન પહોચવા દઇશ સુખ–દુ ખ કે પૂર્વમા થઇ ગયેલાં કામોના ફળ છે ત્હેને અટકાવવા કે બદલાવવાની ત્હારામા સત્તા નથી, પરન્તુ મનને સમભાવમા રાખવાની વાત તો ત્હારા હાથની બાજી છે.

(૭) હે મનુષ્ય, તુ જો લક્ષ્મીમા સુખ સમજતો હોય તો લક્ષ્મી દેવી પોતે શુ કહે છે તે સાભળ તે દેવી કહે છે કે, હુ ઘડીમાં એક જણુને વરૂ છુ, વળી ત્યહાથી છૂટા છેડા કરી બીજાને ઘેર રહુ છુ, ત્યહાંથી વળી નાશી જઇ–ત્રીજાનુ ઘર માડુ છુ એમ જ્યહાં જાઉ છુ ત્યહાં હુ નવી જ ગણાઉં છુ, પણ મ્હે કોઈની આશા પૂર્ણ કીધી નથી મ્હે કેટલાએ લોકોને રાજગાદીએ ચઢાવ્યા છે, પણ ત્યહાંથી ત્હેમને પાડયા પણ છે અને કેટલાકને તો સિંહાસન છોડીને

સચ્ચી સંપત હરિમિલન, બિપદા રામ વિયોગ;
સંપત બિપદા ઔર નહિં, સમઝત નહીં લોગ. ૮
ધન તો એસા સચિયે, જો ધન આગે હોય;
મૂઢ ! શિશ લે ગાંઠરી, જાત ન દેખા કોય ! ૯

બીજી દુનિયામા ચાલ્યા જવાની ફરજ પાડી છે, તેમજ કેટલાકને તો સિંહાસન મેળવવાના પ્રયાસ કરવાની પ્રેરણા કરીને મ્હેં અદ્ધર લટકતા રાખ્યા છે ! આ પ્રમાણે પૈસો મેળવવાનો પ્રયાસ કરનારા તે આશામા સુખી થતા નથી, પૈસો પામેલાઓ તે પ્રાપ્તિમાં સુખી થતા નથી, અને પૈસાના પ્રયાસમાં નિષ્ફળ ગયેલાની તો વાતજ શી કરવી ?

(૮) માટે ખરેખરી સપત્તિ તો 'હરિમિલન' એટલે 'પ્રભુ સાથે એકતા' એ જ છે જેઓ પ્રભુમય છે એટલે જેમના હૃદયમાં પ્રભુનુ વિસ્મરણ ઘડીપણ થતુ નથી તેઓ જ સુખી છે, અને જેઓ રામથી છૂટા પડયા છે અર્થાત્ આખા વિશ્વમા રમી રહેલા આત્મતત્ત્વને જેઓ મનમાં સ્મરી શકતા નથી તેઓ ખરેખરા દુઃખી છે આ સિવાય સપત્તિ–વિપત્તિ બીજી છે જ નહિ. પણ આ ખરો અર્થ મૂઢ લોકો સમજતા નથી અને નકામા દુઃખી થાય છે.

(૯) ધન સચરવાની–સંગ્રહવાની કબીરજી ના કહેતા નથી, પણ તે ધન એવી જાતનું જોઇએ કે, જે બીજી દુનીઆની મુસાફરીમા કામ લાગે બીજી દુનીઆની મુસાફરી વખતે એટલે મૃત્યુબાદ આ સ્થૂલ શરીર તો અહીજ બળી જાય છે, પણ તેજસ્ અને કાર્મણ દેહ એટલે ઇચ્છાઓ અને વિચારોથી બનેલાં સૂક્ષ્મ શરીરો અદશ્ય આત્માની સાથે બીજી દુનીઆમા જાય છે માટે જે પરોપકારની ઇચ્છાઓ અને આત્મતત્ત્વ સબધી વિચારો–ભાવનાઓ કરી હશે તે બીજી દુનીઆમાં ત્હમારાં સૂક્ષ્મ શરીરને સુખી બનાવશે અને આખરે ત્હમે અશરીરી પણ બનશો. હે મૂઢ ! શિર ઉપર પૈસા કે સ્ત્રીની ગાટડી બાંધીને બીજી દુનીઆમા જતુ કોઈ જોવામા આવ્યું નથી ! માટે, ચેત.

સભી રસાયનમે હરિ, હરિ સા ઔર ન કોય;
તિલ એક ઘટમેં સચરે, સબ તન કંચન હોય! ૧૦
રામ નામકે લેત હી, હોત પાપકા નાશ;
જૈસી ચિનગી અગ્નિકી, પડી પુરાને ઘાસ ૧૧
સુમરનસે સુખ હોત હૈ, સુમરનસે દુખ જાય;
કહે કબીર સુમરન કિયે, સ્વામી માંહિ સમાય. ૧૨
સુમરન જગમે સાર હૈ, ઔર સકલ જ જાલ;
આદિ અ ત સબ શોધિયા, દૂજા દેખોં કાલ. ૧૩

(૧૦) સઘળી જાતના રસાયણમા હરિ એ શ્રેષ્ટ રસાયણ છે, એના જેટલી તાકાદ આપનાર રસાયણ બીજુ છે જ નહિ આ રસાયણમાંની એક તલ માત્ર જો કોઈના ઘટમા–હૃદયમા ઉતરે તો તે આખો કંચનમય બની જાય ખરી વાત છે કે જે માણસ હરિ સાથે એકતાર રાખે છે ત્હેનામા કાચનથી પણ વધારે કિંમતના ગુણો પ્રગટે છે

(૧૧) જેમ અગ્નિની એક ચીણગારી પુરાણા ઘાસની ગંજીમાં પડે તો તેથી આખી ગજી ખાખ થઈ જાય, તેમ રામનુ સ્મરણ ચતા હૃદયમા જે પ્રકાશ થાય છે તેથી ઘણાં પાપોને ખેપટીઆં મૂકવા પડે છે

(૧૨) પરમાત્માના સ્મરણથી એટલે પરમતત્ત્વ પર ચિન્ત્વન કરવાથી સુખ થાય છે, દુ ખ–ચિંતા દૂર થાય છે અને લાંબા વખતના સ્મરણથી માણસ, માણસ મટી સ્વામીરૂપ અર્થાત્ પરમાત્મ સ્વરૂપ બની જાય છે ચેળ, ભ્રમરીનું ધ્યાન કરવાથી ભ્રમરી બની જાય છે એ પ્રત્યક્ષ પુરાવો છે

(૧૩) આદિથી અંત સુધીના સઘળા પદાર્થો શોધો, પણ માત્ર પરમાત્મ સ્મરણ સિવાય બીજી સઘળી વસ્તુ જ જાળરૂપ જ છે, માત્ર સ્મરણ જ સાર પદાર્થ છે, બીજા પદાર્થ કાળરૂપ છે અર્થાત્ આપ-ણને જડ ભાવમા ઉતારીપાડી મૃત્યુ કરાવનાર છે

ભગતિ ભજન હરિનામ હૈ, દૂજા દુઃખ અપાર;
મનસા–વાચા–કમણા, કબીર સુમરન સાર ૧૪

રામ કહો, મન બશ કરો, યહી બડા હૈ અર્થ;
કાહેકો પઢ પઢ મરો, બહુત ગ્યાન અરૂ ગ્રંથ. ૧૫

કહતા હૂં–કહે જાત હૂં, સુનતા હૈ સબ કોય;
રામ કહે ભલ હોયગી, નહિ તો ભલા ન હોય. ૧૬

સુખમે સુમરન ના કરે, દુખમેં કરે સબ કોય;
સુખમે જો સુમરન કરે, તો દુખ કહાંતેં હોય? ૧૭

---

(૧૪) હે કબીર! ત્હારૂ સ્વસુખ તો રામમા જ છે, બીજું બધુ અપાર દુ ખ આપનાર છે સ્મરણ જ માત્ર સુખદાયી છે સ્મરણ ત્રણ પ્રકારે થાય છે· (૧) મનથી પરમાત્માનુ ધ્યાન કરવુ તે, (૨) મુખથી પરમાત્મતત્ત્વનો ઉપદેશ કરવો તે, (૩) 'આપણે પોતે રામ જ હોઇએ તો કેવાં કામ કરીએ?' એવા વિચારને આખ આગળ રાખીને રામને છાજે તેવા જ કામ કરવા તે

(૧૫) રામનુ સ્મરણ કરો અને મનને વશ કરો, એ જ મ્હોટો લાભ છે બાકી, નાહક પોથા ભણવાથી કાઇ વળવાનુ નથી વળી દુનિયામાં જ્ઞાન અને ગ્રથોનો એટલો ભડાર છે કે તે વાચવા-શીખવા બેસીએ તો સો ભવે પણ પાર આવે તેમ નથી પણ સઘળા જ્ઞાન અને શાસ્ત્રોનો સાર એ છે કે, રામનુ સ્મરણ કરો અને મનને વશ કરો

(૧૬) કબીરજી કહે છે કે, હુ ફરી ફરીને કહુ છુ અને આખી દુનિયાને સભળાવુ છુ કે, રામ સ્મરણથી જ સુખી થવાશે, તે સિવાય કદાપિકાળે સુખ મળવાનુ નથી

(૧૭) લોકોનો રિવાજ છે કે, સુખ વખતે પ્રભુનુ સ્મરણ કરતા નથી અને દુ ખ વખતે (ગરજ પડયે) નામ યાદ આવે છે! પણ પરમેશ્વર કાંઈ ખુશામતીઓ નથી કે એવી રીતે સ્મરણથી સુખ આપે. કાઇ ગરજ ન હતી એવે વખતે માત્ર કર્ત્તવ્ય તરીકે

સુખમેં સુમરન ના કરે, દુખમે કરે જો યાદ;
કહે કબીર તા દાસકી, કૌન સુને ફરિયાદ ? ૧૮
હરિ સુમરન કોઢી ભલા, ગલિ ગલિં પડતી ચામ ?
કંચન દેહ જલાય દે, જો ન ભજે હરિ નામ ૧૯
જા ઘર સત ન સેવિયા, હરિકો સુમરંન નાહિ;
સો ઘર મરઘટ સારિખા, ભૂત બસત તા માહિં ૨૦

ઈશ્વરને યાદ કરી ત્હેની આજ્ઞાઓ પાળી હોત તો આજે જે કર્મોથી દુખ પડે છે તે કર્મો પૂર્વ કાળમા બધાત જ નહિ, એટલે કે દુ.ખી થવાનો અને ત્યાર પછી ખુશામત કરવાનો વખત જ આવત નહિ

(૧૮) જે નોકર શેઠથી છૂટો પડીને બીજે ગામ જઈ પૈસાવાળો બને અને તે વખતે જૂના શેઠને મળવાની પણ તમા ન રાખે, પણ તે નોકરને પછી આપત્તિ આવી પડે અને જો તે જૂના શેઠને મળી ખુશામત કરવા મઠી જાય તો પણ ત્હેની વાત શું પેલો શેઠ સાભળશે ।

(૧૯) હરિનુ ભજન કરનારા, અહોરાત્રી પરમાત્માને પોતાના હૃદયમા યાદ કરનારા પુરૂષોને શરીરે કદાપિ કોઢનુ દરદ થવાથી ચામડી ખરી પડતી હોય તો પણ તે, આરોગ્યવાન અને સુદર દેખાવા છતાં ભક્તિ વગરના માણસો કરતા ઘણા ઉત્તમ છે હરિ નામથી શત્રુતા ધરાવનાર માણસની કાયા કાચનમય હોય તો પણ ત્હેનામાં પૂળો મૂકો ! મતલબ કે તે નકામી છે

(૨૦) જેના ઘરમા સત સેવા ( = લાયક પુરૂષોની કદરદાની ) નથી અને હરિસ્મરણ ( = પરમ તત્ત્વ સાથે એકતાર થવાપણુ ) નથી તે ઘર સ્મશાન (મરઘટ) છે એમ માનો, અને એ ઘરમા વસનારાંઓ મનુષ્ય નહિ પણ ભૂત છે આશા–ઈચ્છાઓ સાથે મરનારને ભૂતયોની પ્રાપ્ત થાય છે એ જાણીતી વાત છે, અને જેઓ પરમાત્માને સ્મરી શકતા નથી તેઓ આશા તૃષ્ણાદિમા રચ્યાપચ્યા હોવાથી જ પરમાત્મા તરફ લક્ષ આપી શકતા નથી, માટે તેવા આશા તૃષ્ણા-વાળા પુરૂષો આજે ભૂત ન કહેવાય તો થોડાં વરસ પછી તો જરૂર ભૂત થવાના છે જ !

**રામ** નામ તો રતન હૈ, જીવ જતન કરી રાખ;
જબ સંકટ શિર આ પડે, તબ રાખે રઘુનાથ. ૨૧
જબ જાગે તબ **રામ** જપ, સોવત **રામ** સંભાર;
ઊઠત-બૈઠત આતમા ! ચાલત **રામ** ચિતાર. ૨૨
જિતને તારે ગગનમે, ઉતને અરિદલ હોય;
કિરપા જો શ્રી **રામ**કી, બાલ ન બાંકો હોય ૨૩
સકામી સુમરન કરે, પાવે **ઉત્તમ** ધામ;
નિષ્કામી સુમરન કરે, પાંવે **અવિચલ** રામ. ૨૪
રાજા-રાના ના બડા, બડા જો સુમરે **રામ**;
ઇનસેભી વો જન બડા, જો સુમરે નિજ નામ. ૨૫

(૨૨) પથારીમાથી ઉઠતાં જ **રામ**ને જપ, 'તું **રામ** રૂપ છો' એ વાતનું સ્મરણ કર; સૂએ ત્હારે પણ એ યાદી તાજી કર; ઉઠતાં-બેસતાં અને ચાલતાં પણ '**અનલહક**' અથવા 'હું પરમાત્મા છું' એ ત્હારી ખાનદાની યાદ કરાવનાર મંત્રનું ધ્યાન કર, કે જેથી ત્હારાં મન-વચન-શરીર ઉત્તમોત્તમ કામમા જ ગતિમાન થાય

(૨૩) આકાશમાં જેટલા તારા છે તેટલા દુશ્મનોનું લશ્કર મારવા ફરતું હોય તો પણ, જેણે પરમાત્મપરાયણ જીંદગી ગુજારી છે ત્હેનું રક્ષણ આપોઆપ થાય છે

(૨૪) જેઓ ફળની આશાથી પરમાત્મ સ્મરણ કરે છે ત્હેમને દેવલોક આદિ ઉત્તમ ધામ મળે છે, અને જેઓ માત્ર કર્ત્તવ્ય ખાતર સ્મરણ કરે છે ત્હેમને એથા પણ વધુ આગળની જે સ્થિતિ એટલે કે કદી નાશ ન પામે તેવું જે મોક્ષ તે મળે છે

(૨૫) દુનીઆદારીના વૈભવવાળા રાજારાણા કાંઈ મહાન્ પુરૂષ ગણાય નહિ; પણ જે **રામ**નું સ્મરણ કરી શકતા હોય તે જ મહાન્ છે. તેથી પણ આગળ વધીને જેઓ પોતાની ઈશ્વરતા-મૂળ સ્વરૂપ સ્મરી શકે તેઓ વધારે મ્હોટા પુરૂષ છે.

# (૧૫) ગુરૂ–મહાત્મ્ય અને સત્સંગ.

કબીર માંગે માગનાં, પ્રભુ! દીજે મોય દોય;
સત સમાગમ, હરિકથા, મો ઘર નિશદિન હોય. ૧
પુરા શ્રી સદ્ગુરૂ બિના, હિરદા શુદ્ધ ન હોય;
મનસા–વાચા–કર્મણા, સુન લીજો સબ કોય. ૨
સદ્ગુરૂ સત્કા શબ્દ હૈ, જાને સત્ દિયા બતાય;
જો સત્કો પકડે રહે, તો સત્ હી માહિં સમાય. ૩
દેવી બડી ન દેવતા, સૂરજ બડા ન ચંદ;
આદિ અંત દોનોં બડે, કૈ ગુરૂ કૈ ગોવિંદ. ૪

---

(૧) કબીર, પ્રભુ પાસે માત્ર એટલું જ માગે છે કે, મ્હારે ઘેર રાત્રીદિવસ સત્સંગ અને પ્રભુ સ્મરણ એ બે ચીજ હોજો!

(૨) મન–વચન અને કાયાથી એટલે ભાવના, વાણિ તેમજ કૃત્યથી જેઓ સંપૂર્ણ પવિત્ર છે એવા સદ્ગુરૂ મળ્યા વિના માણસનુ હૃદય તદ્દન શુદ્ધ થવુ મુશ્કેલ છે.

(૩) 'સત્' એટલે 'પરમ તત્ત્વ' તે રૂપ વગરનુ તત્ત્વ છે, ત્હેનુ કોઇ દશ્ય સ્વરૂપ હોય તો તે 'સદ્ગુરૂ' છે, અર્થાત્ સદ્ગુરૂ એ પરમાત્માની જીભ છે પરમાત્મા ત્હમને સત્નો માર્ગ બતાવવા આવતા નથી, પણ પોતાની જીભરૂપ–શબ્દરૂપ સદ્ગુરૂનો ભેટો કરાવી આપે છે એવા સદ્ગુરૂ ત્હમને જે સત્ બતાવે તે સત્ને ત્હમે દૃઢતાથી પકડી રાખશો તો સત્રૂપ જ બની જશો

(૪) દેવ–દેવીઓ કાંઇ મહાન આત્માઓ નથી, કારણ કે ત્હેમને પણ મૃત્યુ છે અને વળી કામ–ક્રોધ–ઇર્ષા આદિ હોળીઓ એમને પણ છે સૂર્ય–ચંદ્ર એ પણ કાંઈ મ્હોટા નથી, એમને ઉદય–અસ્ત તો છે જ શરૂથી આખર સુધી જેનું મહાનપણુ કાયમ રહી શકતુ હોય એવા તો બે જ છે (૧) ગુરૂ અને (૨) ગોવિંદ એટલે પરમતત્ત્વ.

ગુરૂ ગોવિંદ દોનોં ખડે, કિસકે લાગૂં પાય ?
બલિહારી ઈસિ ગુરૂકી, (જાને) ગોવિંદ દિયા બતાય ૫
પુરા સદ્‌ગુરૂ સેવતાં, અતર પ્રગટે આપ;
મનસા–વાચા–કર્મણા, મિટે જનમ કે તાપ. ૬
ભલા ભયા જો ગુરૂ મિલા, તિનસે પાયા જ્ઞાન;
ઘટકે ભીતર ચૌતરા, ઘટમહી દીવાન ! ૭
ગુરૂસેવા, જન બંદગી, હરિ સુમરન બૈરાગ;
યે ચારોં જબ આ મિલે, પૂરન સમઝો ભાગ ૮

(૫) એક બાજુ ગુરૂજી ઉભા હોય, બીજી બાજુ પરમાત્મા ખુદ કદાપિ અવતાર લઇને ઉભા રહે અગર હું ઉચ્ચ શ્રેણીએ ચ્હડવાથી એમને આત્મ સત્તાએ ભાળુ, તો પ્રથમ નમસ્કાર મ્હારે કોને કરવા ? અલબત પરમાત્માનું પદ મ્હોટુ છે, પણ મ્હને એમની પિછાન કરાવનાર તો ગુરૂ હોવાથી પ્રથમ ગુરૂજીને જ પ્રણામ કરવા જોઇએ, એ વિવેક છે ( એ જ કારણથી જૈન ધર્મમા સિદ્ધને નહિ પણ અર્હત્‌ને પ્રથમ નમસ્કાર કરવાનુ ફરમાવ્યુ છે )

(૬) સંપૂર્ણ લાયકાતવાળા સદ્‌ગુરૂની સેવા કરવાથી સેવકના અંતર–હૃદયમા નિજ સ્વરૂપ ' પ્રગટ ' થાય છે, અને જન્મથી આજ સુધીના મન–વચન–કાયા સબધીના સઘળા ક્લેશ દૂર થાય છે

(૭) ભલુ થયુ કે સદ્‌ગુરૂ મળ્યા ! ગુરૂથી જ્ઞાનની પ્રાપ્તિ થઈ; અને જ્ઞાનનો પ્રકાશ થવાથી હું જોઇ શકયો કે મ્હારા હૈયામા એક હદ વગરનો વિશાળ ચોતરો–મેદાન છે અને તે જગાનો દીવાન ( વ્યવસ્થાપક ) પણ ત્ય્હા જ છે વિશ્વ અને પરમાત્મા બન્ને ઘટમા જ છે ! ( જૈનોની લોકાલોક સ્વરૂપ ભાવના સરખાવો. )

(૮) સદ્‌ગુરૂની ભક્તિ, જનસમાજ એટલે મનુષ્ય માત્રની બદગી અથવા ખિજમત, પરમાત્મ સ્મરણ અને ( જ્ઞાનપૂર્વક રખાતો ) વૈરાગ્ય એ ચાર જેને મળે તે પુરૂષ પૂર્ણ ભાગ્યશાળી છે એમ માનો

ગુરૂ લાભા તબ જાનિયે, મિટે મોહ તન તાપ;
હરખ શોક દાઝે નહીં, તબ હર આપોઆપ ૯
બલિહારી ગુરૂ આપકી, પલ પલમેં કઇ બાર;
પશૂ મેટ હરિજન કિયે, કછૂ ન લાગી બાર ૧૦

(૯) સર્વ કોઇ કહે છે કે, મ્હને તો ગુરૂજી મળી ચૂક્યા છે જૈનો-વૈષ્ણવો-ક્રીશ્ચીઅનો આદિ સર્વ કોઈ એકાદ ગુરૂ ધારી લઇને ફૂલાય છે કે મોક્ષનો દરવાજો એમને માટે હવે ખૂલી ગયો ! પરન્તુ નિષ્પક્ષપાતી કબીર કહે છે કે, ત્હમે જૈન હો કે વૈષ્ણવ હો કે ક્રીશ્ચીઅન હો અગર ત્હમારા ધારેલા ગુરૂ ગમે તે પથના હો, તે સાથે મોક્ષને કાઇ સબધ નથી, પણ જો ત્હમને મોક્ષ અપાવી શકે એવા ગુરૂ ખચીત જ મળ્યા હશે તો ત્હેથી ત્હમારા પોતામા કાઇ રૂડો ફેરફાર થયો હોવો જોઇએ મતલબ કે ત્હમારામાથી મોહ દૂર થયો હોવો જોઇએ, ચિત્ત ક્લેશના વળગાટથી બચવાની ત્હમારામા સ્વાભાવિક શક્તિ આવી હોવી જોઇએ, હર્ષ તેમ જ શોકની જ્વાળા ત્હમને સ્પર્શી શકે જ નહિ એવો વૉટરપ્રુફ અને ફાયરપ્રુફ ડગલો ત્હમારા સૂક્ષ્મ શરીરની આસપાસ પહેરાયલો હોવો જોઇએ અને એમ થયુ હશે તો ત્હમને ગુરૂ મળ્યા એમ માનવાને મ્હારે ના નથી, અને હરિ પણ વણમાગ્યા આવીને આપોઆપ ત્હમને મળશે

(૧૦) હે ગુરો ! આપની તો બલિહારી જ છે, કે આપે એક પળમાં જ મદદ કરી અને પશુપણામાથી બચાવી મ્હને હરિજન કર્યો હુ જાનવર જેવો હતો ત્હેમાથી હરિજન-બનાવી દીધો અને વળી એ મહાન રૂપાતર કરતા ત્હમને વાર પણ લાગી નહિ ! ( ગુરૂના શ્રેષ્ટ આત્મબલ વડે શિષ્યોના મન ઉપર ઉચી અસર જલદી થઈ શકે અને તેથી તેઓનુ જીવન સુધરી-ઘણી ત્વરાથી સુધરી શકે, એ સ્વાભાવિક છે. )

ગુરૂ પુજાવે સંતકો, સંત કહે ગુરૂ પૂજ;
આમન સામન પૂજતાં, પડી અગમકી સૂજ. ૧૧
કબીર કહે સો દીન બડો, જા દિન સાધ મિલાય;
આંખોં ભર ભર દેખિયે, પાપ સભી ચલ જાય. ૧૨
સાધ મિલે સાહબ મિલે, અંતર રહી ન રેખ;
મનસા–વાચા–કર્મણા, સાધૂ સાહબ એક ૧૩

(૧૧) ખરો ગુરૂ પોતે કદાપિ કાળે માન–પૂજા ઇચ્છતો નથી ત્હેની પૂજા કરવા આવનારને તે કહે છે કે "ભાઈ! સતજનોની પૂજા કર." અને સતજન કહે છે કે "ત્હારા ઉપકારી–ત્હને રસ્તો બતાવનાર ગુરૂદેવની ભક્તિ કર" આમ ગુરૂ અને સંત પાસે જતા અને ત્હેમની પૂજાના પ્રસગપરથી ત્હેમની લાયકીનો અનુભવ થતા શિષ્યને અગમ્યતત્ત્વની સૂજ પડી જાય છે અર્થાત્ પરમ તત્ત્વનુ ભાન થાય છે

(૧૨) ધન્ય છે તે દિવસને કે જ્યહારે સાચા સાધુથી મેળાપ થાય એ મેળાપ વખતે સાધુને આખોવડે ધરાઇને મળી લેવું, કે જેથી પાપો નાશ પામે શરીરથી મળવામાં–પગ ચુબવામાં કે અંધ-શ્રદ્ધાળુ જનો સાધુનામધારીનાં થૂકાદિ ખાય છે તેમ કરવામા કશો લાભ નથી આંખોવડે ગુરૂમા તલ્લીનતા કરવાથી–એના ગુણોના સ્મરણમાં તલ્લીન થવાથી જ પાપ નાશ પામે છે

(૧૩) સાચા સાધુ મળે તો માનો કે ખુદ પરમાત્મા જ મળ્યા પરમાત્મા અને સત્સાધુ વચ્ચે રેખ–લેશમાત્ર પણ અંતર–ભેદભાવ નથી મન–વાણિ અને કાર્ય ત્રણેની બાબતમાં સાધુ અને પરમાત્મા એક સરખા જ હોય અર્થાત્ પરમાત્માના જેવા જ ઉત્તમ પરોપકારનાં કામ કરે, એવા જ કલ્યાણકારી મીઠા શબ્દ બોલે અને એવી જ શુદ્ધ ભાવનાઓમા લીન રહે એવા પુરૂષને જ સાધુ કહી શકાય અને ાં તથા પરમાત્મામાં કાંઇ અંતર ન જ હોઇ શકે.

સત સમાગમ પરમ સુખ, અન્ય અલ્પ સુખ ઔર;
માન સરોવર હંસ હૈ, બગલા ઠોરે ઠોર. ૧૪
મીઠી ખિહરી સતકી, જામે ક્ષીર અપાર;
હરિરસ જહાં ખૂટે નહીં, પીવે વારંવાર. ૧૫
હરિજન આવત દેખકે, ઉઠકે મિલિયે ધાય;
ના જાનૂં ઈસ ભેશમે, નારાયન મિલ જાય ! ૧૬
હરિજન મિલે તો હરિ મિલે, મન પાએ વિશ્વાસ;
હરિ જન હરિકા રૂપ હૈ, જ્યૂ ફૂલનમે બાસ. ૧૭

---

(૧૪) દુનીઆમા મ્હોટામાં મ્હોટું સુખ સતજનની મુલાકાત એ જ છે, બીજાં બધા સુખો એની આગળ અલ્પ માત્ર છે, જેમ કે દુનીઆમા સરોવર તો ઘણાએ છે પણ જ્યહા શ્રેષ્ટ પક્ષી હંસ જોવામા આવે એવુ તો એક માન સરોવર જ છે, બાકી બીજા સરોવરોમાં તો બગલા નજરે પડે છે અર્થાત્ બગલા જેવા ધૂર્ત્ત-ઢોગી-પાખંડી-દામચામના લાલચુ સાધુનામધારી જગાએ જગાએ જોવાય છે, ત્હેમનાથી કાંઈ સુખ મળે નહિ, સુખ તો ખરા સતના સમાગમથી જ મળે.

(૧૫) સત પુરૂષ એ એક મીઠો ઝરો (ખિહરી) છે, જેમા પાણીને બદલે 'હરિ રસ' એટલે પ્રભુતન્મયતા રૂપી દૂધ વહે છે, કે જે અપાર છે, તે વારવાર પીવા છતા ખૂટે જ નહિ એટલુ અપાર છે

(૧૬) હરિમાં રક્ત થયેલો એવો માણસ આવતો દેખીને આપણે ત્હેને ધાઇને મળવુ જોઇએ-પૂરા પ્રેમથી સામા જવુ જોઇએ, કારણકે કદાચ એ માણસદ્વારા જ પરમાત્માના દર્શન થઇ જાય !

(૧૭) ખરો હરિજન મળે, તો ત્હેની દ્વારા હરિ મળે અને મનમા વિશ્વાસ-નિજરૂપની શ્રદ્ધા આવે જેમ ફૂલમા સુગંધી છે તેવી રીતે હરિજનમા હરિ છે

સાધ નદી, જલ પ્રેમ રસ, તહાં પ્રછાલો અંગ;
કહે કબીર નિર્મલ ભયે, સાધૂજનકે સંગ. ૧૮

રામ મિલનકે કારને, મો મન ખડા ઉદાસ;
સત્સંગતમે શોધ લે, રામ ઉન્હોંકે પાસ. ૧૯

પરબત પરબત મૈ ફિરા, કારન અપને રામ;
**રામ** સરીખા જન મિલા, તાતે સરિયા કામ ! ૨૦

સત જહાં સુમરન સદા, આઠોં પહર અભૂલ;
ભર ભર પીવે રામ રસ, પ્રેમ પિયાલા ફૂલ ૨૧

ફૂટા મન બદલાય દે, સાધૂ બડે સુનાર;
ટૂટી હોવે **રામ**સે, ફિર સંધાવન હાર. ૨૨

(૧૮) સાધુરૂપી નદી છે, ત્હેમા પ્રેમરસ (ઉચ્ચ પ્રેમ) રૂપી જળ છે. એ જળમા ત્હમે ત્હમારૂ અંગ (તૈજસ્ અને કાર્મણ શરીર) ધુઓ ખરેખર સાધુજનની સગતથી નિર્મલ-પવિત્ર થવાય છે

(૧૯) મ્હારા મનમા પરમાત્માને મળવાનો ઘણો ઉલ્લાસ-ઉમગ છે, લગની લાગી છે માટે ચાલ જીવ, કોઇ સત્પુરૂષની જ સોબત કરી લઉ, કારણકે રામ તેવા પુરૂષની પાસે જ છે

(૨૦) મ્હારા **રામ**ને મળવા માટે હુ નાહક પર્વત પછી પર્વત ભમ્યો, પણ આખરે **રામ** જેવા સત્પુરૂષ મળ્યા તેથી જ મ્હારાં કામ સર્યાં-તેથી મ્હને મ્હારો રામ પ્રથમ તે સત્પુરૂષના મુખપર ને પછી મ્હારા જીગરની અંદર દેખાયો !

(૨૧) જ્યહા સતજન છે ત્યહા નિરતર આઠે પ્રહર પરમાત્મ સ્મરણ હોય છે, મતલબ કે ખરા સતજનો-દુનીઆનું કાંઈ પણ કામ કરવા છતા-ખાતા-પીતાં-સૂવા છતા પણ **નિજ સ્વરૂપનું** 'ભાન' ક્ષણ માત્ર પણ ચૂકતા નથી, અભ્યતરવૃત્તિ ક્ષણમાત્ર પણ ચૂકતા નથી તેઓ પ્રેમના પ્યાલા વડે તન્મયતારૂપી અમૃત નિરંતર પીધા જ કરે છે

(૨૨) સાધુ પુરૂષ-પવિત્ર પુરૂષ જબરા સોની છે ! કોઇ ઉદાર સોની, લોકોના ફૂટેલા સુવર્ણપાત્ર બદલીને નવા આપે અગર મફત

સગત કીજે સતકી, કભૂ ન નિષ્ફલ હોય;
લોહા પારસ પરસતે, સો ભી કચન હોય. ૨૩
સો દિન ગયા અકાજમેં, હુઆ ન કુછ સત્સંગ;
પ્રેમ બિના પશુ જીવના, ભાવ બિના ભટકત. ૨૪

---

સાધી આપે, તો તે અજબ ગણાય, તેવી રીતે સાધુ પુરૂષો આપણા ફૂટેલા મનને બદલીને નવા મન આપે છે, અને રામ સાથેનો આપણો તાર તૂટી ગયો હોય તો તે સાધી આપે છે આત્મા અને પરમાત્મા વચ્ચેનો સબધ આપણે ભૂલી ગયા હોઇએ તો તે પુનઃ તાજો કરાવી આપનાર સતજનો જ છે

(૨૩) માટે મતની સોબત અવશ્ય કરવી, તે કોઇ કાળે નિષ્ફળ નહિ જાય. શુ લોઢાને પારસમણિનો સ્પર્શમાત્ર થવાથી તે કચન-રૂપ નથી બનતુ ?

(૨૪) જે દિવસમા કોઇ પણ સત્પુરૂષની મુલાકાત ન થઇ હોય તે દિવસ નકામો ગયો માનો આપણે જીવીએ છીએ તેમ પશુ પણ જીવે છે, પણ પ્રેમ વિનાનુ-પરમાત્મ સાથેની તન્મયતા વગરનુ જીવવુ તે પશુ જીવન બરાબર છે જેમ ભાવ વગર ભટકવાથી કાંઈ અર્થ સિદ્ધિ નથી તેમ પરમાત્મ પ્રેમ વગર જીવવુ એ પણ નિરર્થક છે.

## (૧૬) મન-મહાત્મ્ય અને મન-વશીકરણ.

મન મેરા પંખી ભયા, જહાં તહાં ઉડ જાય;
જહાં જૈસી સંગત કરે, તહાં તૈસા ફલ ખાય. ૧
મન મર્કટ બન બન ફિરે, કભૂં ન થિર ઠહરાય;
રામ નામ બાંધા બિના, જિત ભાવે તિત જાય. ૨

(૧) મ્હારૂ મન ચપળ-પક્ષી જેવુ-થઇ ગયુ છે; તે જ્યહાં ત્યહાં ઉડવામાં જ આનંદ માને છે તે ઉડીને કોઇ વખતે સારે સ્થળે-સત પાસે જઇ ચ્હડે છે તો ત્યહાં સંત જેવું બને છે અને કોઇ વખતે દુર્જન પાસે જઇ ચડે છે તો દુષ્ટતાનો ચેપ ત્હેને લાગે છે. જ્યહા જેવાં ળ હોય તેવાં તે ખાય છે કબીર એમ કહેવા માગે છે કે, મનને એમ ભટકતુ ન રાખતા સ્થિર-સ્વ સ્વભાવમા રાખવા કોશિશ કરવી જોઇએ. અને જો તે ઉડયા વગર ન જ ઝપતુ હોય તો માત્ર શુભ અને શુદ્ધ તત્ત્વોરૂપી ક્ષેત્રમા જ ઉડવા દેવુ, અશુભ પદાર્થો અને વિચારોમા ત્હેને જવા ન દેવું; કારણ કે જ્યહા જાય તેવુ તે બને છે.

(૨) અટકચાળા સ્વભાવનો વાંદરો-જેમ ઘડી પણ ઝપતો નથી, ઘડીમાં અહીને ઘડીમા તહી કૂદ્યા જ કરે છે અને દાંતીયાં કરે છે તેમજ અનેક પ્રકારના ચાળા કરે છે અને મનુષ્યાદિના ચાળા પાડવામા-અનુકરણ કરવાનો ત્હેનો સ્વભાવ હોય છે, તેવી જ રીતે મન પણ આત્મતત્ત્વમા સ્થિર ન રહેતા તર્ક વિતર્કમા કૂદ્યાં જ કરે છે, કેટલીક વાર તો વાંદરાની પેઠે મ્હોટી મ્હોટી ફલગો કલ્પના-શક્તિમાં ભરે છે. વળી ત્હેનામા અનુકરણ શક્તિ પણ સ્વભાવથી જ છે, કારણ કે જે જુએ છે તેવા થવાને ત્હેને સહજ ઇચ્છા થાય

આવા આડવીતરા મનને વશ રાખવાનો એક જ ઉપાય છે-

એક જ ઉપાય છે, તે એ કે ત્હેને **રામ** નામથી એટલે **પર-**

મન મર્કટ મન ચાતુરી, મન રાજા મન રંક;
જો મન હરજીકોં મિલે, (તો) હરજી મિલે નિઃશક. ૩
મન પખી બીન પખકા, લખ જોજન ઉડ જાય;
મન ભાવે તાકો મિલે, ઘટમે આન સમાય ૪

માત્મ સ્મરણ વડે બાંધી રાખવુ કે જેથી મરજી મુજબ તે કૂદાકૂદ કરી શકશે નહિ. માનસશાસ્ત્રનો નિયમ છે કે, કોઇ ચીજ ખાલી રહી શકતી નથી વાસણમા કાઇ ન ભર્યું હોય તો પણ તે હવાથી તો ભરેલુ છે જ. તેમ મન કદી ખાલી તો રહી શકતુ નથી જ; માટે જો ત્હમારે ત્હેને ખરાબ વિચારો અને સકલ્પ વિકલ્પથી બચાવવું હોય તો કોઇ પણ શુભ કે શુદ્ધ ખ્યાલ ત્હેમાં ભરો, એટલે અશુભ ખ્યાલ ને દૂર ખસી જગા કરવી જ જોઇશે પરમાત્મા સાથેનો આપણો અતૂટ સંબધ જો વારવાર વિચારવામા આવે તો આપણુ મન બીજે ભટકવા પામે નહિ

(૩) કોઈ માણુસ રાજા છે, કોઈ રંક દેખાય છે; કોઈ વાદરા જેવો છે અને કોઇ ચતુર પુરૂષ હોય છે પણ ખરેખર તો એ તફાવત માણુસ શરીરને લગતો નથી, માત્ર મનને લગતો છે માટે જો હરજી અથવા પરમાત્માની મુલાકાત મનને કરાવવામાં આવે તો પરમાત્મ પદ મળવામાં કાંઈ શક જ નથી

(૪) મનની શક્તિ ઘણી આશ્ચર્યજનક છે પાખ વગરનુ છતા તે લાખ યોજન ક્ષણ માત્રમા પહોચી જાય છે. ગમે તેટલે દૂર પડેલા કોઈ સ્નેહી પુરૂષ કે સ્ત્રી કે પદાર્થને તે ઘડીમા મળી શકે છે અને ઘડીમા પાછુ તે પોતાને ઠેકાણે આવી જાય છે આવી અજાયબ શક્તિવાળુ મનરૂપી હથીઆર આપણી પાસે છે તે ખુશ થવા જેવી વાત છે પણ સવાલ એટલો જ છે કે તે જો આપણા કહ્યા મુજબને સ્થળે જ ઉડે તો તો લાભકારી ખરૂ, નહિ તો ઉલટો આપણો વિનાશ કરી બેસે હથીઆર જેમ વધારે

સાત સમૂદ્રકી ઈક લહર, મનકી લહર અનેક;
કોઉક હરિજન ઊબરા, ડૂબી નાવ અનેક. ૫

તીવ્ર તેમ વધારે ભયંકર ગણાય. તીવ્ર હથીઆરથી ઘણા દુશ્મનોને થોડી મહેનતે સહારી શકાય એ જેમ ખરૂ છે તેમજ તે જ હથીઆર જો આપણે કેદ્ કર્યો હોય અને વગર વિચાર્યે વાપરવામાં આવે તો આપણને કે આપણા સ્નેહીજનને પણ એટલી જ થોડીવારમાં સફાઇથી કાપી નાખે. હવામા ઉડનારા વિમાનની શોધ થઇ તે સારી વાત છે, પણ પ્રથમ તો એ વિમાનોને હવા લઇ જાય ત્યહા ખેચાઇ જતાં તેથી ઘણાંએ માણસો દરીઆમા પડી મરી જતા હવે દિવસે દિવસે એ વિમાનની કળા ખેડાણ પામતી જાય છે અને હવાને આધારે ન રહેતા યત્ર વડે ધારેલે સ્થળે જ વિમાનને ઉડાડી શકાય એવુ થયુ છે તેથી હજારો માઇલની મુસાફરી થોડા વખતમા થઇ શકે છે તેમજ મન છે તે પણ હવામા ઉડનારૂ વિમાન 'એરોપ્લેન' છે, જો એને આપણે મરજી મુજબ ચલાવી શકીએ અને અટકાવી શકીએ તો તે સમર્થ હથીઆર ઘણુ લાભકારક છે, અને જો આપણા તંત્ર બહાર તે રહેવા પામે તો આપણને ઉંડા સમુદ્રમા કે નરકખાઇમા કે અગ્નિના ભડકામા પછાડે એમા પણ શક નહિ. માટે એવા પ્રબળ હથીઆરના માલિક કુદરતે જ આપણને બનાવેલા છે તો એ હથીઆરને આપણી ઇચ્છાશકિતના વશ રાખવા માટે ભગીરથ પ્રયત્ન કરવો એ જીંદગીનુ પહેલામા પહેલુ કર્ત્તવ્ય અને છેલ્લામા છેલ્લુ લક્ષ્યબિંદુ છે.

(૫) સાત સમુદ્ર આવડા મ્હોટા હોવા છતા સર્વમા એક વખતે લહરી આવે છે, પણ મનમા તો અનેક લહરીઓ ક્ષણત્રમા આવે જાય છે એટલે મન એ સાત સમુદ્રથી પણ મહાન છે, કે જેમાં ક્ષણે ક્ષણે અનંત લહરીઓ—સકલ્પવિકલ્પ યા જ કરે છે. હવે એવા ડામાડોળ સમુદ્રમા આવી ફસાયલો

કબહું ગગનમેં મન ચઢે, કબહું જાય પાતાલ,
કબહું મન વિરક્ત દિસે, કબહું પડે જંજાલ. ૬

માણસ કેમ કરી બચે ? એમા અનેક હોડીઓ-વહાણો હમેશ ડૂબ્યા જ કરે છે-અર્થાત્ અનેક જીદગીઓ રદ બાતલ થાય છે એમાં ઉતરનાર-અણિશુદ્ધ રહેનાર એક જ જન છે, અને તે હરિજન છે એટલે પરમાત્મપરાયણ મનુષ્ય છે પરમાત્મામાં આખુ વિશ્વ સમાયલુ હોવાથી એ નામ ઘણુ ભારે-વજનદાર છે તેથી એ નામ રૂપી હોડી ગમે તેવા સમુદ્રના મોજાંથી ડોલવા પામતી નથી ! અર્થાત્ પરમતત્ત્વમય મન ગમે તેવા શોક, હર્ષ આદિ સન્જોગોથી ચલિત થતુ નથી. સમભાવ છોડતુ નથી

(૬-૭) મન કોઇ વખતે ગગનમા ચ્હડે છે અર્થાત્ સ્વર્ગીય બાબતોના વિચારમા લીન થાય છે, અને કોઇ વખતે પાતાલમા જઇ પહોચે છે, એટલે કે અસદ્ભાવ-દુષ્ટ વિચારો-નરકમા ખેચી જાય એવા વિચારોમા લીન થાય છે, કોઇ કોઇ વખત ( જો કે ક્વચિત્ જ ) તે વિરક્ત અથવા રાગદ્વેષ રહીત બને છે તો કોઇ વખત તે રાગદ્વેષની જજાળમા જઇ પડે છે માટે જ કહ્યુ કે, મનની હાર એ જ મનુષ્યની હાર છે અને મનની જીત એ જ મનુષ્યની જીત છે. દુનીઆદારીમા કે આત્મિક બાબતમાં ત્હમારે જીતવુ જ હોય તો મનને જીતાડો, મનને સ્થિર-દૃઢ-શૌર્યવાન-જીતની જ ભાવનામા તલ્લીન બનાવો, એટલે પછી મન અથવા સૂક્ષ્મ શરીરમા ઉત્પન્ન થએલા વિજયનાં સૂક્ષ્મ પુદ્ગળો બહાર-દશ્ય દુનીઆમા નીકળીને દશ્ય અથવા સ્થૂલ રૂપ લેશે અને વિજય રૂપે દેખાશે જેમ ઇમારત ચણનાર કે ચિત્ર બનાવનારા પ્રથમતો મનમા જ ઇમારત અને ચિત્ર તૈયાર કરે છે અને પછી તે મનમાના સૂક્ષ્મ પુદ્ગળો જમીન કે કાગળ ઉપર સ્થૂલ રૂપે દેખા દે છે, તેમ વિજય કે પરાજય પ્રથમ મનમા-સૂક્ષ્મ શરીરમા ઉત્પન્ન થાય છે અને પછી બહાર-

મનકી હારે હાર હૈ, મનકી જીતે જીત;
પરબ્રહ્મ જો પાઇએ, મનુષ્ય હોય અજીત ૭

દુનીઆમા સ્થૂલ અથવા દશ્ય રૂપે પ્રતિબિંબ પામે છે માટે દુનીઆમાં વિજય કે સુખ જોવાની ઇચ્છાવાળા મનુષ્યે પોતાના મનને સ્થિર-દઢ-વિજય અને સુખનો પોતાને હક્ક છે અને તે મળશે જ એવી ભાવનામય-શૌર્યવાન-ધીરજવાન બનાવીને તે રસ્તે ત્હા જ વિજય અને સુખ પ્રથમ ઉત્પન્ન કરવુ, એટલે ત્હેના પ્રતિબિંબ તરીકે બાહ્ય સૃષ્ટિમાં સુખ અને વિજય જોવામા આવશે જ. આમ કરવા માટે ઉપાય બતાવે છે કે, “ હુ પરબ્રહ્મ જ છું-પરમાત્મા જ છું-મ્હને અશક્ય કાંઈ નથી.” એવી ભાવનાવડે જો માણસ દેહ છતાં પણ બ્રહ્મત્વ મેળવે તો તે અજીત બને છે-એને કોઇ જીતી શકે નહિ આ ભાવના કાંઇ શબ્દોમા સમાતી નથી જેટલે અશે એક 'માણસ એ ભાવનાથી તન્મય બની શકે એટલે અંશે ત્હેને વિજય મળે નૅપોલીઅને પોતાને પરમાત્મ સ્વરૂપ માનવાની ભાવના ભાવી નહોતી તોપણ “ હું પ્રબળ છુ-હું કોઇથી હારવાનો નહિ જ ” એવી ત્હેની સતત ભાવનાને લીધે એણે એટલુ બળ અને વિજય મેળવ્યા હતા કે જેની બરાબરી જવલ્લે જ કોઇ કરી શકશે; કોઇ માણસ એથી પણ આગળ વધીને પોતામાં પરમાત્મભાવ ભાવે તો એથીએ વધારે વિજય મેળવી શકે યાદ રાખવું કે ભાવનાઓ કાંઈ માત્ર શબ્દોની ભ ગજાળ નથી, ભાવના કાઇ મગજનું કામ નથી પણ હૃદયનુ કામ છે, તેથી શુભ ભાવનાને લીધે હૃદય બળવાન અને પવિત્ર થવુ જ જોઇએ મહાન વિજય અને વિકાર ભેગા રહી શકતા નથી માટે માયાવી-ઇન્દ્રિયજન્ય સુખોની લાલસાથી ભાવના ભાવનાર કદી ફાવી શકતો નથી-એનુ નામ ‘ભાવના’ કહેવાય જ નહિ, એ તો ‘ વિકલ્પ ’ કહેવાય પરમાત્મામા શું ઇન્દ્રિયજન્ય સુખોની આશા તૃષ્ણા હોઈ શકે ? કદાપિ નહિ માટે પોતાને પરમાત્મામય કે પરમાત્મા હોવાની ભાવના ભાવનાર કદાપિ કોઇ વિજય એવા સ્વાર્થી કે વિષયી રૂપમા ચિંતવી શકે જ નહિ.

મન સબ પર અસ્વાર હૈ, પેડા કરે અનંત,
મન હી પર અસ્વાર હો, કોઉક બીરલા સંત ૮
કાગજ કેરી નાવડી, પાની કેરી ગંગ,
કહે કબીર કૈસે તીરૂં; પાંચ કુસંગી સંગ ? ૯

(૮) મન સર્વના ઉપર સવાર થઇને ફર્યા કરે છે–એ પ્રમાણે માણસ પોતાના મનરૂપી અશ્વની લગામ પોતાના હાથમા ન રાખી શકવાથી તે ઘોડા ઉલટા હાકનારના માલિક બનીને ત્હેને અનંતકાળથી આડાઅવળા ભ્રમણ (જન્મ મરણ) કરાવે છે પણ સતપુરૂષ–પરમાત્મ–પરાયણ પુરૂષો તો પરમાત્માની અનંતશક્તિ પોતામાં હોવાથી મનને માત્ર ઘોડા જ માને છે–અને ત્હેને પોતાના માલિક થવા દેતા નથી પણ પોતે ત્હેના માલિક બની યથેષ્ટ જગાએ હાકી જાય છે, તેથી દુ ખમા પડતા નથી

(૯) આ શરીર કાગળના બનાવેલા હોડીઆ જેવુ છે, કાગળના હોડીઆ વડે જેમ નદી તરી શકાય નહિ, તેમ આ ક્ષણભંગુર શરીરવડે સંસાર સમુદ્ર તરી શકાય નહિ સંસારમાં અનેક આધિ–વ્યાધિ–ઉપાધિ ચાલુ જ હોવાથી જો તે સર્વની અસર શરીર ઉપર થવા દઇએ તો શરીર ઘડી પણ ટકે નહિ પણ જો આધિ–વ્યાધિ–ઉપાધિને હમી કહાડતા શિખીએ તો જ શરીર આરોગ્ય રહી શકે વળી આ શરીરને પાંચ ઇન્દ્રિયોરૂપી કુસંગી મળ્યા છે, એટલે કે ત્હેને ખરાબા અને ડુંગરા અને વમળમા ખેંચી જાય છે તેથી તે જલદી નાશ પામે અને ધારેલે સ્થળે (પરમાત્મ પદે) પહોંચી શકે નહિ માટે સ્પર્શ સુખની લાલસા, જીવ્હા સ્વાદની લાલસા, મોહક પદાર્થો જોવાની લાલસા, મોહક અવાજ સાભળવાની લાલસ મોહક ગંધની લાલસા એ સર્વ લાલસાઓના ખેંચાયા ન ખેંચાતા અને આધિ–વ્યાધિ–ઉપાધિ આવવા છતાં તે બેડીમા (મનથી) ન જકડાતા જ્ઞાન અને આનંદમય આપણું મૂળ સ્વરૂપ આંખ આગળ રાખી ત્હેમા તલ્લીન રહેવાનો મહાવરો પાડીએ તો જ આપણે ધારેલે સ્થળે (પરમ દશાએ) જઇ પહોંચીએ.

કાયા દેવલ મન ધજા, બિષય લહર ફહેરાય;
મન ચાલ્યાં દેવલ ચલે, તાકા સર્વસ જાય ૧૦
મન ચાલે તો ચલન દે, ફિર ફિર **નામ** લગાય;
મન ચાલા તન થંભ હૈ, તાકા કછૂ ન જાય ૧૧

---

(૧૦) કાયારૂપી દેવળ છે કે જેમા આત્મા રહેવા આવ્યો છે એ દેવળ ઉપર મનરૂપી ધ્વજા છે, કે જે પાંચ ઇન્દ્રિયોના વિષય રૂપી પવનથી ઘડીમાં એક દિશામા અને ઘડીમાં બીજી દિશામા ઉડયા કરે છે પરન્તુ જ્યહાં સુધી એ ધ્વજાના ઉડવા સાથે દેવળ નથી ઉડતુ ત્યહા સુધી આબાદી છે, જો મનરૂપી ધ્વજાના જબરા ઝપાટાથી દેવળરૂપી શરીર પણ ઉડે–મનની પાછળ ગતિ કરે–અર્થાત્ મનના સકલ્પ પ્રમાણે કર્મ કરે તો તે કાયારૂપી મદિરમા વસનારો આત્મા પ્રુવાર થવાનો જ કહેવાનુ તાત્પર્ય કે મનને શુદ્ધ કરવા–સ્થિર કરવા કોશિશ કરો અથવા તે ન બને તો મનની પાછળ શરીરને જતુ અટકાવો, એટલે ખરાબ ઇચ્છા થઇ તો ખરાબ કૃત્યમા શરીરને ગતિ કરવા દેશો નહિ એથી મન અંતે થાકીને બેસી રહેશે મનને કહો કે "ત્હારે ઉડવુ હોય એટલુ ઉડી લે, હુ ત્હારી સાથે ભટકવા નવરો નથી. તુ વાદર છે અને હુ તો માણસ છુ ત્હારા–મ્હારા રસ્તા જૂદા જ છે"

(૧૧) જો અનતકાળથી દોડાદોડ કરવાની પ્રકૃતિવાળુ મન પ્રયત્ને પણ સ્થિર બેસે નહિ તો ભલા ત્હેને જવા દે, ઉડવા દે, અને એને ઠેકાણે લાવવા માટે **પ**રમાત્માને બોલાવ–**પ**રમાત્માનું સ્મરણ કર એ અનતશક્તિસ્વરૂપ તત્ત્વનુ ચિન્તવન થવાથી–અને વાર વાર ચિન્તવન થવાથી મનરૂપી બહારવટીઓ ડરીને ચૂપચાપ બેસી જશે. મન ભટકવા છતા શરીર મનના હુકમ મુજબ ગતિ કરતુ નથી બહુ નુકસાન થશે નહિ

જો મન ગયા તો જાન દે, મત જાન દે શરીર,
બિન ચિલ્લે ચઢી કમાન જ્યોં કિન બિધ લાગે તીર? ૧૨
યો મન અટકયો બાવરો, રાખો ઘટમે ઘેર;
જો મમતામે ગલ ચલે, (તો) અંકુશ દે દે ફેર. ૧૩
મેરા મન મકરંદ થા, કરતા બહુત બિગાર,
અબ સુધા મારગ ચલા, હરિ આગે હમ લાર ૧૪

(૧૨) ધનુષ્ય (કામઠાની)ની કમાન ભલે ચડાવી, પણ તીર સ્થિર હશે તો કોને વાગવાનું છે? ભલે મનરૂપી કામઠું ત્હારા શરીર-રૂપી તીરને ગતિમાન કરવા ઉશ્કેરે-ઠેલો મારે-પરન્તુ તું જો એ ઉશ્કેરણી અને ઠેલાને ગણકારીશ નહિ તો કાંઇ નુકસાન થશે નહિ

(૧૩-૧૪) જો મન બાવરૂ-આકૂળવ્યાકૂળ-ચપળ થઇને ભટકવા તૈયાર થાય-જો એને બહારની હવા ખાવાની બહુ જ લગની લાગે તો 'ઘટ' એટલે 'હૃદય'મા એને ઘેરી રાખ, પ્રાણાયામ કરી સ્થિર કરી દે એમ છતા પણ જો તે "હું જ ખરૂં" એવી મમતાને લીધે પાછું ચાલવા માડે તો તીવ્ર અંકુશરૂપી વચનોવડે એને ગોદા મારીને પાછું ફેરવ કા તો એમ કરવાથી તે એક ઠેકાણે જ પીને બેસશે અને તાબે થશે, અને એથીએ સારો રસ્તો જોઇતો હોય તો (ચૌદમી કડીમા દર્શાવ્યા મુજબ કર અર્થાત્) કબીરે કર્યું હતુ તેમ કર કબીર કહે છે કે મ્હારૂ મન પ્રથમે ભ્રમર જેવુ હતુ તે અહી તહી સર્વ વિષયોમાથી રસ ચૂસવાની ટેવવાળુ હતુ અને તેથી ઘણો બીગાડ કરતું પણ જ્યારથી મેં મ્હારી મદદે હરિને બોલાવ્યા અને હરિ આગળ તથા હું પાછળ એમ ચાલવાનુ શરૂ કર્યું ત્યારથી ને ભમરો સીધો થઇને રસ્તે જ ચાલવા લાગ્યો છે! અર્થાત્ પરમાત્માના ખોળે જઇ બેસવાથી-જે કાંઈ કરીએ તે પરમાત્માર્થે જ કરવાનુ શીખવાથી-કર્મયોગથી મન વશ થઈ જાય છે અને સીધુ ચાલે છે, કારણ કે તેમ કરવાથી આપણ મનુષ્યબળ નહિ પણ પરમાત્માનું બળ મન પર વિજય મેળવે છે.

મન મારી મૈદા કરૂં, તનકી પાડૂં ખાલ;
જીંહ્વાકા ટુકડા કરૂં, (જો) હરિ બિન કાઢે સ્વાલ. ૧૫
જહાં કામ તહાં **રામ** નહિ, **રામ** નહીં તહાં કામ;
દોનોં એકત કયોં રહે, કામ **રામ** એક ઠામ? ૧૬
હિરદા ભીતર આરસી, મુખ દેખા નહિં જાય;
મુખ તો તબ હી દેખિયે, (જબ) મનકી દુબિધા જાય. ૧૭

(૧૫) એટલા માટે કબીર પોતાના જીગરમાં જ વિચારે છે અને મનને ધમકાવે છે કે "અરે ભટકતા ભૂત! જો હરિ વગર બીજો સવાલ કદી કહાડયો છે તો યાદ રાખજે કે ત્હને મારીને મેંદો કરીશ, અને શરીર જો હરિને શરણ જવા વગર કાંઈ કામ કરશે તો ત્હેની ચામડી જ ઉતારી નાખીશ તું મન અને તે શરીર મરશો તેમા મ્હારે કાંઇ ખોવાનું નથી, કારણ કે ત્હમારા જેવા ગુલામો તો અનેક વખત (અનેક ભવમાં) મ્હને મળ્યા છે અને મુઆ છે હુ તો એકને છોડીને બીજાને મ્હારી નોકરીમા રાખ્યા કરૂ છુ ત્હમે બે મરશો તો વળી બીજા બેને નોકરીમા રાખીશ"

(૧૬) એક મ્યાનમા બે તલવાર રહી શકે નહિ તેમ જ એક જ ઠેકાણે **રામ** અને કામ રહી શકે નહિ કામ એટલે ઇચ્છાઓ મોહ-જડભાવ-ઇન્દ્રિયજન્ય સુખોની લાલસા જ્યહા હોય ત્યહા **રામ** રહી શકે નહિ, અને જ્યહા રામ એટલે **પરમ તત્ત્વ** સાથે એકતાની ભાવના છે એવા માણસમા લાલસાઓ રહી શકે જ નહિ (૧૪ મી ટુકપરની ટીકા વાંચો)

(૧૭) આપણા હૃદયમા જ આરસી અથવા દર્પણ છે, છતાં એમા આપણુ મ્હો-અસલ સ્વરૂપ-આત્મસ્વરૂપ દેખી શકાતુ નથી; એનુ કારણ શુ? કાચ મેલો હોય અગર કાચ ઉપર કાંઇ પડદો હોય તો દેખાય નહિ, તેમ હૃદયની આરસી ઉપર મનની દુબધા-જજાળ-કર્મનો મેલ લાગ્યો છે તેથી સ્વ સ્વરૂપ દેખી શકાતું નથી.

ચચલ મનવા ચેત તૂં, સોયા કયોં અજ્ઞાન ?
જબ ઘર જમ લે જાયગા, પડા રહેગા મ્યાન ! ૧૮
તનકા વૈરી કોઉ નહિં, જો મન શીતલ હોય;
તુ આપાકો ડાલ દે, (તો) દયા કરે સબ કોય ૧૯
તન મન દિયા તો ભલિ કરી, ડારા શિરકા ભાર !
કબૂ કહે જો 'મૈં કિયા', બહુત સહેગા માર. ૨૦

(૧૮) હે ચંચળ વિકારી મન ! તુ ચેત, શા માટે અજ્ઞાનમાં ગોટાઇ રહ્યુ છે ? જ્યારે કાળદેવ આવીને આ શરીરરૂપી મ્યાનમાથી આત્મારૂપી તલવારને લઈ શકે ત્યારે શરીરરૂપી મ્યાન શા કામનુ રહેશે ! માટે તલવાર છે ત્યાં સુધી કાંઇ રક્ષણ કરી લે !

(૧૯) આપણે બૂમ મારીએ છીએ કે અમુક માણસ મ્હારો શત્રુ છે, તે મ્હને ફાવવા દેતો નથી. પણ એમ માનવામા આપણી ભૂલ છે. શુ આ જડ શરીરને શત્રુ હોઇ શકે ? જો મન શીતલ-શાંત-પ્રેમમય હોય તો તનને શત્રુ જ ક્યાંથી થાય ? મનમા વિકાર કે દ્વેપ થવાથી બીજા માણુસો શત્રુ બને છે માટે તેવો દ્વેપ મનમાથી કહાડી મનને શીતલ-પ્રેમમય બનાવો 'આપા' અને હુપદને આપણે મનમાથી દૂર કરીએ તો સર્વ કોઈના મન-ખુદ શત્રુના મન પણ આપણા તરફ આકર્ષાય.

(૨૦) તન અને મન બન્ને મ્હે તો હરિને અર્પણ કર્યા છે જે કાંઈ કામ કરૂ અગર વિચાર કરૂ તે હરિ અથવા વિશ્વરૂપ હરિની સેવા અર્થે જ છે, એમ માની ત્હેને જ અર્પણ કરૂ છુ. એમ કરવાથી મ્હારા માથાનો બોજો ઓછો થઈ ગયો છે ! કાંઇ કામ મારૂ થાય તો લોકો કામ કરનારને ધન્યવાદ આપવા એકઠા થાય અને તેથી ત્હેનો વખત નકામા વખાણમા ગુમાવાય, પરંતુ ઇશ્વરપ્રીતિ-અર્થે જ અને ઇશ્વરે જ તે કામ કર્યુ છે એમ સમજી જે ગુપ્ત રહે છે ત્હેને એમ વખાણમા વખત ગુમાવવો પડતો નથી વળી મારૂ

મન ઠહરા તબ જાનિયે, અનસુઝ સબૈ સુઝાય,
જ્યોં અધિયારે ભવનમેં, દીપક બાર દિખાય. ૨૧
કુબીર! મન પરમોધ લે, આપહિ લે ઉપદેશ,
જો યે પાંચોં બશ કરે, શિષ્ય હોય સબ દેશ. ૨૨

કરવાના ઇરાદાથી થયેલુ કામ બગડે અગર સુધરવા છતા કોઇને તે પસદ ન પડે તો ગાળો ખાવાનો વખત આવે, પરન્તુ એ પણ ઈશ્વરે જ કામ કર્યું છે એમ ઇશ્વરને અર્પણ કરવાની પદ્ધતિને લીધે ગાળથી બચી જવાય છે । એમ સઘળી જોખમદારી દૂર થાય છે માટે કબીરજી કહે છે કે હે જીવ ! 'ફલાણુ કામ તો મ્હેં કર્યું.' એમ જો કોઇ દિવસ બોલ્યો છે તો યાદ રાખજે કે માર ખાઇશ, 'હુ પણા' ને લીધે કર્મ ચ્હોંટશે અને તેથી જન્મ મરણના દુખ ભોગવવાં પડશે

(૨૧) મન સ્થિર થયુ એમ શી રીતે ખબર પડે ? તો કહે છે કે, જ્યારે અગાઉ નહિ દેખાતી એવી ચીજ દેખી શકાય ત્હારે જાણો કે મન સ્થિર થયુ (જેમ સ્થિર જળમા મ્હોંનુ પ્રતિબિંબ દેખાય, પણ હાલતા પાણીમાં ન દેખાય, તેવી રીતે જ્યહારે મન સ્થિર થયુ હોય ત્યહારે જ અગોચર આત્મતત્ત્વ દૃષ્ટિએ પડે ) અંધારાવાળા ઘરમા દીવો આવે કે વાળ પણ તરત દેખાય તેમ સ્થિરતાનો ગુણ પ્રાપ્ત થયો કે તરત હૃદય મ દિરમાં પ્રકાશ ખુલ્લો થઈ સ્વસ્વરૂપ દેખાવાનુ જ

(૨૨) હે કબીર । ત્હારા મનને તુ પોતે જ શિખામણ આપ; અને પોતે જ શિખામણ લે તુ પોતે જ ગુરૂ અને શિષ્ય બન બાકી શિષ્યો કરવાનો મોહ છોડી દે, કારણ કે એ પણ એક જાતની મનની નબળાઈ અને મિથ્યાભિમાન છે જે માણસો પાંચે ઇન્દ્રિને જીતે છે ત્હેમને શિષ્યો કરવાની અને ગુરૂ બનવાની માનસિક નબળાઇ પસદ હોતી નથી, તે છતાં ત્હેમના ગુણોને લઈ સઘળા દેશના મજુ લોકો ત્હેમના શિષ્ય થવા દોડી આવે છે

મન કપડા મેલા ભયા, ઈનમેં બહુત બિગાર;
યે મન કૈસે ધોઇએ, સતો કરો બિચાર. ૨૩

સદ્‌ગુરૂ ધોબી, જ્ઞાન જલ, સાબુ સરજનહાર;
સુરત શિલા પર ધોઇએ, નિકસે જ્યોત અપાર! ૨૪

કબીર! કાયાકો ઝગો, સાબુન સાંઇ નામ.
રામ હી રામ પુકારતાં, ધોયા પાચોં ઠામ! ૨૫

કબીર! મન નિશ્ચલ કરો, ગોવિંદકે ગુન ગાય;
નિશ્ચલ બિના ન પાઈએ, કોટિક કરો ઉપાય. ૨૬

---

(૨૩-૨૪-૨૫) હે સત પુરૂષો! બહારના શરીરની અને તે ઉપરના વસ્ત્રોની સફાઇ અને ટાપટીપમા મન ન રાખો, જુઓ તો ખરા કે તમારૂ અંદરનુ શરીર (મન) અને તેહેના વસ્ત્રો (વિચારો) મલિન થઇ ગયાં છે, તેથી બહુજ બગાડ થાય છે-નુકસાન થાય છે માટે એ મનને અને વિચારોને કેવી રીતે ધોઇને સાફ કરવા એનો જ વિચાર કરશો તો સુખી થશો જુઓ હું તમને તે માટે રસ્તો બતાવુ મનને સદ્‌ગુરૂરૂપી ધોબીને ઘેર તમારે ધોવા નાખવુ, જ્ઞાનરૂપી અખંડ વહેતુ જળ અને પરમાત્મ સ્મરણ રૂપી સાબુ એ બેની મદદથી મનરૂપી મલિન કપડું 'સુરત' અથવા તલ્લીનતા-ધ્યાનરૂપી શિલા-પત્થર ઉપર ધોવાથી એ વસ્ત્ર અત્યત પ્રકાશમાન-ચોખુ ચાંદની જેવુ થઇ જશે અને એમા છુપાયલી અપાર જ્યોત પ્રકાશી ઉઠશે. માટે આ બાહ્ય (સ્થુલ-ઉદારિક) કાયાને દીપાવવાની લત છોડી અંદરના શરીરને મનને પરમાત્માના નામ રૂપી સાબુથી સાફ કરો, કારણ કે પરમાત્માનુ સ્મરણ કરવાથી પાચે ઇન્દ્રિયોરૂપી વાસણ ધોવાઈ સાફ થશે

(૨૬) પરમાત્માના ગુણ ગાવાથી તમારૂ મન નિશ્ચલ-સ્થિર -પરમાત્માની પ્રતિછાયા ઝીલવાને યોગ્ય બનશે મન નિશ્ચલ થયા

ભક્તિ દ્વાર હૈ સાંકડા, રાઇ દસમા ભાય;
મન જબ મ્હાવત હો રહા, ક્યોં કર સકે સમાય? ૨૭
રાઇ બાંટા બીસવાં, ફિર બીસનકા બીસ,
ઐસા મનુવા જો કરે, તાહી મિલે જગદીશ. ૨૮
જબ તક આસ શરીરકી, નિર્ભય ભયા ન જાય,
કાયા–માયા મન તજે, ચૌપટ રહા બજાય. ૨૯

વગર કશુ હિત થઇ શકશે નહિ બીજા કરોડ ઉપાય કરશો તે લગભગ નકામા છે, અગર ઓછા અસરકારક છે માટે પરમાત્મ સ્મરણ વડે પ્રથમ તો મનને નિશ્ચલ કરો

(૨૭–૨૮) પરમાત્માના દરબારમા જવા માટે ત્રણ રસ્તા છે (૧) કર્મયોગ, (૨) જ્ઞાનયોગ, અને (૩) ભક્તિયોગ. આ ત્રણે પૈકીનો ભક્તિ યોગનો રસ્તો ઘણો સાંકડો છે, એક રાઈના દાણાના દસમા ભાગ જેટલો સાકડો છે એ રસ્તે જવા ઇચ્છનારે મનને છેક જ ન્હાનુ કરી નાખવુ જોઇએ તો જ અંદર જવાશે ત્હેને બદલે આપણે આજકાલના કહેવાતા ભક્તો તો "અમે ધર્મી છીએ, અમે રોજ પૂજા કરીએ છીએ" વગેરે અભિમાનના શબ્દો ઉચ્ચારીએ છીએ, આ પ્રમાણે અભિમાન રૂપી હાથી ઉપર આપણ' મન મ્હાવતની માફક બેસીને–ઉચે ચ્હડીને પછી પેલા ભક્તિના દરવાજામા પેસવા જાય છે તે કેવી રીતે દાખલ થઈ શકે? ત્હેને બદલે અભિમાનરૂપી હાથી ઉપરથી મનને ઉતારીને ત્હેને રાઇના સો ટૂકડામાના એક ટુકડા જેવડુ ન્હાનુ કરી નાખીએ–અર્થાત્ મનને એકાગ્ર કરી નાખીએ તો પરમાત્માની કચેરીમા પહોચી શકીએ, અર્થાત્ અભિમાન અને બહિર્દષ્ટિથી મુક્ત થયેલા મન વડે જ પરમાત્મજ્યોતિ દેખી શકાય

(૨૯) જ્યહા સુધી શરીરસુખની આશા–તૃષ્ણા છે અર્થાત્ ન્દ્રિયોના સ્વાદની લેહેજત ગમે છે ત્હ્યાં સુધી નિર્ભયતા કદી મળ- ાની નથી, કારણ કે ઇન્દ્રિયો તેમજ ઇન્દ્રિયજન્ય સુખો અસ્થિર છે

મન રાજા મન રંક હૈ, મન કાયર મન સૂર;
શૂન્ય શિખર પર મન રહે, મસ્તક આવે નૂર. ૩૦
તેરી જ્યોતમેં મન ધરે, મન ધર હોય પતંગ,
'આપા' ખોયે હરિ મિલે, તૂજ મિલ્યા રહે રંગ. ૩૧

અને તે જતા દુઃખ થયા વગર ન જ રહે, તો પછી એવી લાલસા વાળાને નિર્ભયતા કેવી રીતે હોય ? પણ જેઓ તે લાલસાઓથી દૂર રહી એટલે કે કાયા અને કાયાની આસપાસની દુનીઆની માયા બન્નેથી પોતાના મનને વેગળુ ગણે છે, તેઓ માનસિક સૃષ્ટિમા-એક વિશાળ ચોગાનમા ખેલી શકે છે, તેઓની શુભ દૃષ્ટિ ખીલવા પામે છે અને તે વડે તેઓ આંતર આનંદની લહેજત ભોગવી શકે છે.

(૩૦) કોઈ માણસ રાજા દેખાય છે, કોઈ રંક દેખાય છે કોઈ કાયર દેખાય છે અને કોઈ લડવૈયો દેખાય છે, પણ ખરૂં જોતાં માણસ તો હાડ-માંસના પૂતળા છે રાજા-રંક-કાયર-લડવૈયો એ બધા વેશ 'મન'ના છે કાયા ગમે ત્યહા જન્મ લે પણ મન જો રાજા જેવુ હોય તો તે માણસ રાજા જ છે, કાયા ગમે તેવી દુર્બળ હોય પણ મન જો શરાતનવાળુ હોય તો તે માણસ વીરપુરૂષ જેવાં કામ નીપજાવી શકે છે. માટે 'મન' જ સર્વ કાંઈ કરે છે એમ માનો મનમાથી જો બધા તર્ક વિતર્ક અને લાલસાઓ દૂર કરી 'શૂન્ય-શિખર' એટલે પરમાત્માની જ લગનીમા જોડો તો પરમાત્માનુ તેજ ત્હમારા મગજમા પોતાની મેળે આવશે, ત્હમે પરમાત્મા બની જશો

(૩૧) 'તેરી જ્યોત' એટલે સ્વ સ્વરૂપમા જો તુ મનને ગોઠવીશ, અને એવી રીતે મનને સ્વ સ્વરૂપમા ગોઠવીને ત્હારી જ્યોતમા પતંગીયાની માફક ઝંપલાવીશ તો 'આપા' એટલે 'હુ પણુ' ખોવાથી પરમાત્મા ત્હને મળી જશે નક્કી માનજે કે 'તુજ' એટલે સ્વસ્વરૂપના મળેલા રહેવાથી જ રંગ રહેશે—સુખ મળશે, તે વિના નહિ જ સ્વાભિમાન અત્યંત અમૂલ્ય છે માણસે પોતાનુ ઈશ્વરી સ્વરૂપ હમેશાં

દોરી લાધી ભય ગયો, મન પાયા વિશ્રામ;
ચિત્ત ચોંટા હરિ નામસે, મિટ ગયા સબહી કામ ૩૨
યહ મન હરિ ચરને ચલા, માયા–મોહસે છૂટ;
બેહદ માંહી ઘર કિયા, કાલ રહા શિર કૂટ ! ૩૩
યહ મન થાકી થીર ભયા, પગ બિન ચલે ન પંથ;
એકે અક્ષર અલખકા, થાકે કોટી ગ્રંથ. ૩૪

સ્મરણમા રાખીને શરીરરૂપી પતગ તે સ્મરણ રૂપી દોરીથી બાધેલુ રાખવું જોઈએ, અને પછી શરીર ભલે પૂર્વ જન્મના કર્મો અથવા ' ભોગાવળી કર્મો ' મુજબ દુનીઆમાં અનેક વેશ ભજવે, પણ મન ત્હેને હર કોઈ વખતે પોતાની ઇચ્છા મુજબ પાછુ ખેંચી શકશે ક્રિયાશૂન્ય થવું એ કેટલાકની માન્યતા છે તે ખોટી છે, કર્ત્તવ્યો તો બજાવવા જ, પણ મનને સ્વ સ્વરૂપમા રોકીને કાયાને પોતાના કર્ત્તવ્યો લુખ્ખા ભાવથી કરવા દેવા લૉન્ગફેલો પણ એમ જ કહે છે

Act, **Act** in the living present
Heart **within** and God overhead

(૩૨) પરમાત્મા જેવા સનજડ ઝાડના મૂળ સાથે દોરી બાંધી તેથી હવે મ્હારો સઘળો ભય ચાલ્યો ગયો છે અને મનને વિશ્રામ મળ્યો છે હરિસ્મરણમાં ચિત્ત લાગવાથી સઘળી ઇચ્છાઓ દૂર થઈ છે અથવા સઘળાં કામ સિદ્ધ થયાં છે

(૩૩) આ મન માયા અને મોહનાં રાજ્યમાથી નાસી છૂટીને હરિના ચરણમાં ગયું અને હદ વગરના પરમાત્મામા જઇ વાસ કર્યો તેથી ( એવી મ્હોટી ઓથ જોઇને ) યમદેવ પોતાનુ માથુ કૂટતો ઉભો રહ્યો ! કારણ કે તે સ્થળે તે દાખલ થઈ શકે જ નહિ

(૩૪) મન ભટકી ભટકીને થાકયુ તેથી હવે સ્થિર થયુ; ત્હેના પગ જ ભાગી ગયા તો હવે શી રીતે ચાલી શકે ? હવે તો એ મન એક અક્ષરને-એક ૐ ઓંકારને–એક અલેખને જ યાદ કર્યા કરે છે, એની આગળ કરોડો ગ્રંથો પણ નકામા છે

# (૧૭) શબ્દ.

એક શબ્દ સુખ–રાસ હૈ, એક શબ્દ દુખ રાસ;
એક શબ્દ બંધન કટે, એક શબ્દસે ફાંસ. ૧
શબ્દ જો ઐસા બોલિયે, તનકા આપા ખોય;
ઔરનકો શીતલ કરે, આપનકો સુખ હોય. ૨
શીતલ શબ્દ ઉચ્ચારિયે, 'અહમ' આનિયે નાંહિ;
તવ પ્રીતમ તુજમે બસે, દુશ્મન ભી તુજ માંહિ ૩
શબ્દ સરીખા ધન નહીં, જો કોઇ જાને બોલ;
હીરા તો દામે મિલે, શબ્દ ન આવે મોલ ૪

---

(૧) શ્રી પરમાત્માનુ નામ બોલવું એ અનત સુખ આપનારૂં થઈ પડે છે ચાડી–નિંદા–કાથાકબલા વગેરે સંબંધી શબ્દ દુ ખ આપનાર થઇ પડે છે, રાજદ્રોહનો શબ્દ બધન એટલે કેદ કરાવે છે અગર અપશબ્દથી કર્મબધન થાય છે, એવીજ રીતે કેટલાક શબ્દોથી ફાસી જેવુ દુ ખ પણ થાય છે.

(૨) માટે શબ્દ વિચારીને બોલવા એવા શબ્દ–એવી વાણી બોલો કે, બોલતી વખતે ' અહ ' પણાને ભૂલીને પ્રેમદષ્ટિથી જ બોલો કે જેથી બોલનારને સુખ થાય અને સાભળનારને પણ શાન્તિ થાય. **તથ્ય, પથ્ય અને પ્રિય શબ્દો બોલો,** અર્થાત્ ખરી વાત હોય તે જ બોલો, તે વાતથી કોઇને ફાયદો થાય તેમ હોય તો જ બોલો, અને તે પણ કઠોર નહિ પરંતુ પ્રિય શબ્દોમા બોલો.

(૩) શીતળ શબ્દો બોલજો, અહભાવથી બોલશો નહિ મિત્ર કે શત્રુ કરવા તે ત્હારા પોતાના હાથમા છે

(૪) જો કોઈને શબ્દ બોલવાની ઉપર લખેલી કળા આવડતી ોય તો શબ્દ જેવું ધન જ બીજુ નથી. હીરા ગમે તેટલી મોંઘી કિમતે ણ મળી શકે છે, પણ શબ્દની તો કિમત જ નથી–અમૂલ્ય છે.

કઉવા કિસકા ધન હરે ? કોયલ કિસકો દેત ?
મીઠા શબ્દ સુનાયકે, જગ અપના કર લેત ૫
મીઠા સબસે બોલિયે, સુખ ઉપજે સબ ઓર;
બશીકરન ઇક મંત્ર હૈ, તજીયે બચન કઠોર ૬
'ગમ' સમાન ભોજન નહીં, જો કોઇ ગમ ખાય;
અમ્બરીષ ગમ ખાઇયા, દુર્વાસા બિલલાય. ૭
જીહ્વા વશ કરી તિન, વશ કિયા જહાન.
નહીં તો અવગુન ઉપજે, કહે સબ સંત સુજાન ૮

---

(૫) કૌવા પક્ષી કોઇનું ધન લઈ જતું નથી, અને કોયલ કોઇને કાંઇ દઇ દેતી નથી. છતાં કૌવાને કોઈ ચ્હાતું નથી અને મીઠી જીભવાળી કોયલ તો કાળી હોવા છતાં લોકોને ઘણી પ્રિય છે મીઠી જીભથી તે આખા જગતને વશ કરી શકે છે

(૬) બધાની સાથે મીઠી વાણી વદો, તેથી અદ્ભુત સુખ ઉપજશે મધુર વચન એ વશીકરણ મંત્ર છે, માટે કઠોર વચનને તિલાંજલિ દો

(૭) જગતને કોઇ કઠોર વચન કહે તો સામો ઉત્તર એવી રીતિમાં આપવો નહિ પણ ગમ ખાવી, મોટું દીલ રાખવું ગમ જેવી બીજી કોઇ ઉત્તમ ખાવાની ચીજ નથી દુર્વાસાએ અમ્બરીષને શાપ આપ્યો તેથી પોતાને જ પસ્તાવું પડ્યું પણ અમ્બરીષનું કાંઇ ગયું નહિ

(૮) જેણે જીભને વશ કરી છે તેણે આખા જગતને વશ કર્યું છે જેઓ જીભને તાબે થાય છે તેઓ દુઃખી થાય છે જીભનું કામ ખાવું અને બોલવું એ બે છે જેઓ ખાવામાં સંયમ રાખતા નથી અને જીભના સ્વાદને વશ થઈ જે તે ખાય છે તેઓ અપચાના દરદમાં અને તેથી બીજા અનેક દરદોમાં સપડાય છે, તેમજ જેઓ બોલવાની બાબતમાં વિચાર કર્યા વગર બોલે છે તેઓ પણ અનેકના શત્રુ બને છે અને કર્મબંધન કરે છે

શબ્દ બહુતહિ મૈ, સુન્યા મિટા ન મનકા મોહ,
પારસ તક પહુંચા નહીં, રહા લોહકા લોહ. ૯

શબ્દે મારે મર ગયે, શબ્દે છોડા રાજ;
જિસને શબ્દ બિવેક કિય, તાકા સરિયા કાજ ૧૦

શબ્દ શબ્દ સબ કોઇ કહે, વહ તો શબ્દ વિદેહ;
જીંહા પર આવે નહીં, નિરખ-પરખ કર લેહ ૧૧

શબ્દ બીના અંધી સુરત, કહો કહાં કો જાય ?
દ્વાર ન આવે શબ્દકા, ફીર ફીર ભટકા ખાય ૧૨

---

(૯) ભાઈઓ તમે અનેક ભવ થયા અનેક જાતના શબ્દો સાભળતા આવ્યા છો પણ મનનો મોહ તે કશાથી મટયો નથી જ્યા સુધી પારસમણિ જેવા શબ્દની પ્રાપ્તિ થઇ નથી ત્યા સુધી લોઢા જેવા જ રહી જવાના

(૧૦) પરમાત્માનું નામ લેવા ખાતર કેટલાકે રાજ્ય છોડયા છે, કેટલાકોએ દેહ અર્પણ કરી છે સાચા અને ખોટા શબ્દ વચ્ચે જેમણે વિવેક કરી જાણ્યો છે તેઓનુ કામ થયુ છે-તેઓનો બેડો પાર ઉતર્યો છે

(૧૧) શબ્દ-શબ્દ એમ સૌ કોઇ બૂમ પાડે છે પણ ખરો શબ્દ ૐકાર શબ્દ એ તો વિદેહ-દેહ વગરનો છે-અર્થાત્ વાણિરૂપે નહિ પણ સ્મરણ રૂપે જ ઉચ્ચારાય એવો છે જીભથી ઉચ્ચારવાનું કામ નથી, પણ એને ગુપ્ત દૃષ્ટિએ નિરખવો અને બુદ્ધિથી પરખવો અને પછી મનમા જ રટવો

(૧૨) સુરત અથવા ધ્યાન ધરવાની ઇચ્છા તો કદાચ કોઇને થાય, પરન્તુ કોનુ ધ્યાન ધરવુ તે ખબર ન હોય તો શા કામનું ? ૐકાર અથવા પરમાત્મા રૂપી શબ્દથી સુરત-લગની લગાડવી એમ કરો તો પરમાત્માને રહેવાના મહેલનુ દ્વાર હાથ લાગશે નહિ ફરી ફરીને ભટકવાનુ ઉભુ રહેશે

એક શબ્દ ગુરૂ દેવકા, તાકા અનંત બિચાર,
થાકે મુનિજન પંડિતા, બેદ ન પાવે પાર ૧૩

બેદ થકે બ્રહ્મા થકે, થાકે શંકર–શેષ;
ગીતાકોં ભી ગમ નહીં, જહાં સદ્‌ગુરૂકા ઉપદેશ ૧૪

હોઠ કંઠ હાલે નહીં, જીભ ન નામ ઉચાર;
શબ્દ ગુપ્તમેં ખેલતે, કોકો હંસ રસાલ. ૧૫

---

(૧૩) ગુરૂદેવ–જેમને સ્વાનુભવ થયો છે એવા સતજન તરફથી એક જ શબ્દ ત્હમને મળે, પણ તે એક શબ્દમા અનંત વિચારો સમાયલા હોય છે એ બધા વિચારો કહી બતાવતા મુનિજનો અને પંડિતો પણ થાકી જાય અને વેદ પણ એ એક શબ્દમા સમાયલા બધા ભાવોનુ બ્યાન આપી શકે નહિ

(૧૪) પ્રત્યક્ષ સદ્‌ગુરૂના ઉપદેશ તુલ્ય ઉપદેશ તો વેદ એટલે ધર્મશાસ્ત્રો, બ્રહ્મા, શંકર, હજાર જીભવાળો શેષનાગ કે ગીતા એ કોઈમાથી મળી શકે નહિ

(૧૫) કોઇ ખરા રસિક હંસ (પાણી–દૂધને જુદા કરી શકે તેવા હંસ–સત્યાસત્યનો વિવેક કરી શકે તેવા સંત) જ્યારે 'શબ્દ' બોલે છે ત્યારે તેઓ કાંઇ જીભથી ઉચ્ચારતા નથી, હોઠ–કંઠ કે જીભનો ઉપયોગ કરતા નથી માત્ર ગુપ્ત શબ્દમા જ ડૂબકી મારીને ખેલે છે.

## (૧૮) દાન.

કહે કબીર કમાલકો, દો બાતેં. સીખ લે;
કર સાહબકી બંદગી, (ઔર) ભૂખેકો કુછ દે. ૧

હાડ બઢા હરિભજન કર, દ્રવ્ય બઢા કુછ દે;
અકલ બઢી ઉપકાર કર, જીવનકા ફલ યે. ૨

ગાંઠે હો સો હાથ કર, હાથ હોય સો દે;
આગે હાટ ન બાનીયા, લેના હો સો લે? ૩

---

(૧) કબીરજી પોતાના શિષ્ય કમાલને કહે છે કે, મ્હોટા મ્હોટા શાસ્ત્રો શિખવાનુ બુદ્ધિબળ ન હોય તેથી તુ ગભરાઇશ નહિ, પણ હિમત રાખીને બે વાતો જ ફકત શિખી લે, (૧) પરમાત્માની પ્રાર્થના અને (૨) ભૂખ્યાને દાન (અહી ભૂખ્યાને દાન દેવુ એટલે માત્ર ક્ષુધાતુરને અનાજ આપવુ એવો અર્થ નથી; પણ દરદ, ક્ષુધા, જ્ઞાન વગેરે જે કાંઇ પીડા કોઇને હોય તે પીડા દૂર કરવામા બનતી મદદ કરો એમ કહેવની મતલબ છે ).

(૨) શરીર વધતુ ગયુ તો હવે હરિભજન કર (કારણકે વૃદ્ધાવસ્થા નજીકમાં આવે છે ), દ્રવ્ય વધવા લાગ્યુ તો હવે દાન દેવા માંડ (નહિતો કાલે દોલત ખવાઇ જશે કે ચોરાઇકે બળી જશે ); અક્કલ વધવા લાગી હોય તો હવે ઉપકાર કરવા માંડ (નહિ તો અક્કલને કાટ ચડશે), જીંદગીની સફળતાનો એ જ રસ્તો છે

(૩) હે લેખા ગણનારા વાણીઆ! ગાઠે એટલે ખીસ્સામાં કે તીજોરીમા હોય તે હાથમા લે, હાથમા હોય તે વડે દાન કર; કારણકે પરલોક જતા રસ્તામાં દુકાન આવતી નથી માટે અહીં દાન કરી પરમેશ્વરના ઘેર જમા કરાવ કે જેથી છેલ્લી મુસાફરી વખતે ત્હને જોઇતી ચીજો આપોઆપ મળી રહે

ધર્મ કિયે ધન ના ઘટે, નદી ન સચે નીર;
અપની આંખન દેખિયે, યોં કહે દાસ કબીર. ૪
માંગન મરન સમાન હૈ, મત કોઇ માંગો ભીખ;
માંગનસે મરના ભલા, યહ સદ્‌ગુરૂકી શીખ. ૫
મર જાઉં માગું નહી, અપને તનકે કાજ;
પરમારથકે કારને, માંગત નાવે લાજ. ૬
સહજ દિયા સો દૂધ બરાબર, માંગ લિયા સો પાની,
ખીંચ લિયા સો રક્ત બરાબર, યહી કબીરા બાની. ૭
જહાં દયા વહાં ધર્મ હૈ, જહાં લોભ વહાં પાપ;
જહાં ક્રોધ વહાં કાલ હૈ, જહાં ક્ષમા વહાં આપ. ૮

---

(૪) ધર્મના કામોમા ધન વાપરવાથી તે ઓછુ થતું નથી. કબીરજી કહે છે કે ત્હને આ વાત માનવામા ન આવતી હોય તો નદી તરફ નજર કર; નદી કાંઇ પાણી સગ્રહી રાખતી નથી પણ જેની ઇચ્છા હોય ત્હેને લેવા દે છે, વળી વરાળરૂપે પોતામાનું જળ અહોનિશ બીજાના ઉપયોગ માટે જવા દે છે

(૫) માગવું એ મરવા બરાબર છે, માટે કાઈ ભીખ માગશો નહિ. સદ્‌ગુરૂ કહે છે કે માગવા કરતા મરવુ બેહેતર છે, માટે આત્મબળ શિખો

(૬) પવિત્ર પુરૂષો એવી ટેક કરે છે કે, “ આ શરીરને ટકાવવા માટે માગવા કરતા મરવુ વધારે પસદ કરૂ. પણ જો પરમાર્થ માટે માગવાની જરૂર જણાય તો એમાં લજ્જા રાખું નહિ.”

(૭) કબીરજી કહે છે કે, કોઇ માણસ સ્વાભાવિક ઉમળકાથી આપે તો તે દૂધ બરાબર છે, માગવાથી જે મળે તે પાણી બરાબર છે, ખેચી લેવાથી કે લૂટવાથી–ચોરવાથી મળે તે રક્ત બરાબર છે

(૮) જ્યાં દયાનો વાસ છે ત્યા ધર્મ છે, જ્યાં લોભનો વાસ છે ત્યાં પાપ છે, જ્યાં ક્રોધ છે ત્યા કાળ–યમદેવ છે એમ માનો; અને જ્યાં ક્ષમા છે ત્યાં પરમાત્મા છે એમ સમજો.

કુંજર મુખસે કન ગિરે, ખુટે ન તાસુ આહાર;
કીડી કન લેકર ચલી, પોષન નિજ પરિવાર. ૯

દાતા દાતા ચલ ગયે, રહગયે મખ્ખી ચૂસ;
દાન માન સમઝત નહીં, લડનેમે મજબૂત! ૧૦

બિષય ત્યાગ વૈરાગ હૈ, સમતા કહીયે જ્ઞાન;
સુખદાયી સબ જીવકો, યેહી ભક્તિ પ્રમાન. ૧૧

દયાકા લક્ષણ ભકિત હૈ, ભકિતસે મિલે જ્ઞાન;
જ્ઞાનસે હોવત ધ્યાન હૈ, યહ સિદ્ધાંત ઉર આન. ૧૨

(૯) હાથીને ઘણો દાણો જોઇએ, તે ઘણો દાણો ખાતો હોય તેમાથી એક દાણો પડી ગયો અને કીડી તે દાણાને પોતાના ઘરમાં લઈ ગઇ અને પોતાના પરિવારનુ પોષણ કર્યું. મતલબ કે મ્હોટાના મ્હોટા ખર્ચમાથી જો તેઓ થોડુઘણુ બચાવે તો પોતે તેથી ભૂખ્યા રહે નહિ અને ગરીબોનુ કામ થાય ગોલ્ડસ્મીથ કવિ વાજબી કહે છે કે " શ્રીમતોના કપડાની ફાલતુ ઝુલોમાથી અડધી દુનિયાના નાગા મનુષ્યો ઢકાઇ રહે "

(૧૦) આજના જમાનામાં તો દાતાર પુરૂષો સ્વર્ગમા સીધાર્યા અને મખ્ખીચૂસ કૃપણ લોકો રહી ગયા છે. દાન દેવામાં અને માનને લાયક પુરૂષોને માન આપવામા આજના લોકો કાઇ સમજતા જ નથી, માત્ર લડવુ હોય તો તૈયાર છે !

(૧૧) વિષયવિકારનો મનથી ત્યાગ અર્થાત્ મનને નિશ્ચલ રાખવુ એ જ ખરો 'વૈરાગ્ય' છે, સઘળા પ્રાણી અને બનાવો તરફ સમભાવથી જોવુ–ચિત્તકલેશ કે હર્ષોન્માદ થવા ન દેવો એનુ નામ જ 'જ્ઞાન' છે, અને સઘળા જીવોમા પરમાત્મા વસે છે, માટે જીવ માત્રને સુખદાયી થવુ એ જ ખરી 'ભક્તિ' છે.

(૧૨) ભકિતનું દશ્ય ચિન્હ દયા છે. જેનામાં દયા નથી તે

કબીર ! યા સંસારમે, પાંચ રતન હૈ સાર;
સાધુ મિલન અરૂ હરિ ભજન, દયા, દીન, ઉપકાર. ૧૩

ધન રહે ન જોબન રહે, ન રહે ગામ ન ઠામ;
કબીર જગમેં જશ રહે, (કે) કર દે કિસીકા કામ ! ૧૪

લેનેકો હરનામ હૈ, દેનેકો અન્ન દાન;
તિરનેકો આધીનતા, બુડનકો અભિમાન ! ૧૫

પશુકી તો પનિયાં ભઇ, નરકા કછુ ન હોય;
જો ઉત્તમ કરની કરે, (તો) નર નારાયન હોય. ૧૬

---

ભક્તિવાળો હોઈ શકે જ નહિ. અને ભક્તિથી સદ્જ્ઞાન મળે છે. વળી જ્ઞાનથી ધ્યાન થાય છે માટે હે શિષ્ય ! મનમા સદૈવ દયા રાખજે.

(૧૩) કબીર કહે છે કે આ સંસારમા પાચ સરસ રત્ન છે: (૧) પવિત્ર પુરૂષની મુલાકાત, (૨) પરમાત્મ સ્મરણ, (૩) દયા, (૪) દીનતા-નમ્રતા, (૫) ઉપકાર અથવા પરોપકાર.

(૧૪) ધન, જોબન, ગામ, ઘર વગેરે કાંઈ સ્થિર રહેવાનું નથી માત્ર જશ અમર રહે છે માટે તુ કોઇનુ પણ કામ કરીને જશ મેળવ "કીર્ત્તિ કેરાં કોટડા, પાડ્યા નહિ પડંત !"

(૧૫) લેવા લાયક એક માત્ર હરિનુ નામ છે, દેવા લાયક શુભ દાન (સુપાત્ર દાન) છે, તરવા માટે નમ્રતાનો ગુણ કામનો છે અને ડૂબવુ હોય તો અભિમાનને ગ્રહણ કરો !

(૧૬) જાનવરની ચામડીના તો જોડા પણ થાય છે, પણ નરનુ શરીર કશા કામમા આવતુ નથી એવો નર દેહ નકામો છે, તે છતાં જો કોઇ નર ઉત્તમ કરણી કરે તો નર મટી **નારાયણ-પરમાત્મા** બની શકે છે

# (૧૯) ધૈર્ય.

કબીર ! ધીરજકે ધરે, હસ્તી સવા મન ખાય;
એક ટુકકે કારને, શ્વાન ઘરોઘર જાય ! ૧
ધીરે ધીરે રે મના ! ધીરે સબ કછુ હોય;
માલી સિંચે કેવડા, ઋત આવે ફલ જોય ૨
બહુત ગઈ થોડી રહી, બ્યાકૂલ મન મત હોય;
ધીરજ સબકો મિત્ર હૈ, કરિ કમાઇ મત ખોય. ૩
ધીરજ બુધિ તબ જાનિયે, સમજે સબકી રીત;
ઉનકા અવગુન આપમે, કબહુ ન લાવે મીત. ૪

(૧) કબીરજી કહે છે કે, ભાઈ તુ ઉદ્યમ તો કરજે, પણ ચિંતા કરીશ નહિ. મનમા ધૈર્ય રાખજે; કારણકે હાથીને સવા મણ અનાજ જોઇએ છે તો તેટલુ મળી રહે છે અને કૂતરાને એક ટુકડા રોટલાથી પેટ ભરાય તેમ હોવા છતાં એટલો વિશ્વાસ નથી તેથી ઘેરાઘેર હડધૂત થવા માટે ભટકતો ફરે છે.

(૨) હે મન ! તુ ધીરૂ થા. ધીરજથી બધુ કામ સુધરશે. બાકી ચિંતા કરી ઉતાવળો થઇશ તો ઉલટુ નુકસાન થઈ બેસશે. માળી કેવડા પર પાણી સીચે છે ખરો, પણ ઋતુ વગર ફળ ઉત્પન્ન થતુ નથી. માટે તુ ધીરજ ધર, યોગ્ય સમયે સૌ થઈ રહેશે

(૩) હે મન ! ઘણીએ પીડાઓ પતી ગઇ, હવે થોડી જ રહી છે એમ માની આકુળવ્યાકુળતા છોડ સૌથી સારો મિત્ર ધૈર્ય છે. માટે અધીરો થઇને કરેલી કમાઇ ગુમાવીશ નહિ

(૪) ધીરજનો ઉપદેશ લાગ્યો એમ ક્યારે જાણવું ? જ્યારે કોઇ માણસ સઘળા માણસની પ્રકૃતિ સમજી જાય અને ત્હેમના અવગુણો પોતામાં ન લાવતાં માત્ર સદ્ગુણો તરફ જ નજર રાખે, તો જાણો કે એને ધીરજનો ઉપદેશ લાગ્યો છે.

સાહેબકી ગત અગમ હૈ, (તૂ) ચલ અપને અનુમાન;
ધીરેધીરે પાંવ ધર, પહુંચેગા પરમાન. ૫
ફિકર સબનકો ખા ગઈ, ફિકર સબનકા પીર;
ફિકરકી જો ફાકી કરે, ઉસકા નામ 'ફકીર'! ૬
પેટ સમાતા અન્ન લે, તનહી સમાતા ચીર;
અધિકહી સંગ્રહ ના કરે, ઉસકા નામ 'ફકીર'! ૭
ચાહ ગઈ ચિંતા ગઇ, મનવા બે પરવાહ;
જિનકો કછૂ ન ચાહિયે, સૌ શાહનકા શાહ! ૮

(૫) પરમાત્માની ગતિ અગમ્ય છે-સમજી ન શકાય તેવી છે માટે તુ ત્હારા પોતાના જ અનુમાન પ્રમાણે ચાલવા માંડ; ધીમે ધીમે ચાલતાં ચાલતા ચોક્કસ પરમાત્મા પાસે પહોંચી શકીશ. જે કાંઇ ત્હને પોતાને ઉત્તમ લાગે ત્હેને સ્વીકારીને તે રસ્તે ચાલવુ શરૂ કરવાતો ન કર-પણ સત્યને જે રૂપમાં સમજવામાં આવે તે રૂપમાં ત્હેને અમલમાં મૂકવા માંડ એમ ધર્મને-સત્યને વ્યવહારમાં મૂકવાથી 'સત્ય સર્વ' અથવા 'પરમાત્મા' ની પ્રાપ્તિ પણ એક દિવસ જરૂર થશે

(૬) કોઇને પૈસા રળવાની ફિકર છે, કોઇને સ્ત્રી મેળવવાની ફિકર છે, કોઇને પુત્ર પ્રાપ્તિની કે કુપુત્ર પાલવવાની ફિકર છે, એમ સૌ કોઇને ફિકરે ખાધેલા છે, અને ફિકર જ સૌનો પીર બની છે. એવી સર્વ શક્તિમાન્ જે , ફિકર ત્હેની ફાકી કરે અર્થાત્ ત્હેને ખાઈ જાય એનુ નામ ખરો ભક્ત અથવા ફકિર સમજવો.

(૭) દેહ ટકાવવા માટે જેટલા અન્નની જરૂર હોય તેટલા જ અન્નથી જે માણસ ચલાવી દે (સ્વાદ કે કોઠાર ભરવાની દરકાર ન કરે) અને શરીર ઢાકવા જેટલા જ વસ્ત્રથી સંતોષ માને, એથી વધારે સંગ્રહની ઇચ્છા ન કરે ત્હેનુ નામ 'ફકિર' અથવા ખરો ભક્ત

(૮) જે માણસને કોઈ ચીજની ઇચ્છા રહી નથી, ચિંતા પણ થતી નથી અને જેનુ મન બેપરવાઈ ગયુ છે, જે પોતા માટે કાંઈ માગતો નથી તે બધા બાદશાહનો પણ બાદશાહ છે-પૂર્ણ સુખી છે.

કબહુંક મંદિર માલીયા, કબહુંક જંગલ બાસ;
સબહી ઠૌર સુહાવના, જો હરિ હોવે પાસ. ૯

સાત ગાંઠ કોપીન કી, મનમેં રખે ન શંક;
નામ–અમલ માતા રહે, ગને ઇન્દ્રકો રંક ! ૧૦

ચિંતા મત કર, નચિંત રહે, પૂરનહાર સમર્થ;
જલથલમેં જો જીવ હૈ, ઉનકી ગાંઠ કયા અર્થ ? ૧૧

ચિંતા ઐસી ડાકિની, કાટ કલેજા ખાય;
બૈદ્ય બિચારા કયા કરે, કહાં તક દવા લગાય ? ૧૨

(૯) કોઈ વખત–મંદીર–માળીઆંમાં રહેવાનુ મળે તેથી હર્ષ ન પામશો, અને કોઈ વખત જંગલમાં રહેવુ પડે તેથી કલેશ થવા ન દેશો. પણ સમજજો કે હરકોઈ સ્થિતિમા જો પરમાત્માનું ભાન રહેવા પામતું હોય તો દરેક સ્થળ સોહામણુ જ છે.

(૧૦) જે માણસને પહેરવાને માત્ર લંગોટી જ રહી હોય અને તે લંગોટીને પણ સાત સાત ગાંઠો વાળવી પડી હોય (ફાટેલી હોય) તે છતાં જે માણુસ નિશંક-નિશ્ચિંત રહીને પરમાત્માના નામસ્મરણરૂપી કેફમાં મદમસ્ત રહેતો હોય તેવો માણસ ઇન્દ્રને પણ ગરીબ સમજે છે. અર્થાત્ તેવો માણસ ઇન્દ્રથી પણ વધારે શ્રીમંત છે.

(૧૧) હે ભાઈ! તુ મનમા ચિન્તા કરતો જ ના, ત્હારી જરૂરીઆતો પુરનારો પરમદેવ મહાસમર્થ છે, એને ઘેર કાંઈ કમીના નથી, ત્હને જે ચીજ માટે લાયક જોશે તે ચીજ વગર માગ્યે આપશે જ. વિચાર તો ખરો કે જમીનપર અને પાણીમા કીડા–પોરા વગેરે જે અનેક જીવ છે ત્હેમની ગાંઠે પૈસો ન હોવા છતાં તેઓ શું ભુખ્યા રહે છે ?

(૧૨) ચિંતા એવી ડાકણ છે કે તે, માણસનું કલેજું જ ખાઈ જાય છે. બિચારો વૈદ્ય કયાં સુધી દવા આપવાનો હતો ? એવા

સરજનહારે સરજિયા, આટા-પાની-લોંન,
દેનેહારા દેત હે, (તો) મેટનહારા કૌન ? ૧૩
કાહેકો તલફત ફિરે, કાહે પાવે દુઃખ ?
પહલે રજક બનાયકે, પિછે દિનો મુખ ! ૧૪
કબીર તૂં કાહે ડરે ? શિર પર હરિકા હાથ;
હાથી ચઢકર ડોલિયે, કુકર ભોંકે લાખ ! ૧૫
રચનહારકો ચીન લે, ખાવેકો કહા રોય ?
દીલ મદીરમેં પેસી કરિ, તાન પિછોડી સોય ! ૧૬

---

દરદીને માટે તો 'પરમેશ્વર પર શ્રદ્ધા' એજ ઉત્તમ અને એકની એક દવા છે.

(૧૩) પરમાત્માએ તો ત્હારે માટે લોટ, પાણી અને મીઠુ સર્વ તૈયાર રાખ્યુ છે. દેનારો દે છે તો અટકાવનાર કોણ છે?

(૧૪) નકામો શા માટે આકુળવ્યાકુળ થાય છે? અને નાહક શા માટે દુખી થાય છે? ત્હારૂ મ્હો ઉત્પન્ન કરવા અગાઉ અનાજ બનાવવામા આવ્યુ છે તે શુ ત્હને ભૂખ્યો રાખશે?

(૧૫) હે ભાઈ! ત્હારામા જ્યારે પરમાત્મા ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થઈ એટલે જાણુ કે ત્હારા માથાપર હવે સમર્થ દેવનો હાથ છે તો પછી ત્હારે ડરતા ફરવાની શી જરૂર છે! તું ત્હારે હાથી ઉપર બેસી ડોલનો ફર-શ્રદ્ધારૂપી હાથી ઉપર બેસી નિશ્ચિંતપણે ફર; પછવાડે લાખો કુરકુરીઆ (કૂતરા) ભસે ત્હેની દરકાર કરનો જ ના

(૧૬) પરમાત્માને ઓળખ્યા-જાણ્યા પછી વળી ખાવા માટે રોવુ શુ? ખવડાવવાની ગરજ ત્હેને પોતાને નથી શુ? માટે તુ તો હવે દીલરૂપી મદીરમા પેસીને તથા પછેડી ઓઢીને પોઢી જા અર્થાત્ આત્મધ્યાનમા લીન થા.

સાહબસે સબ કછુ બને, બ દેસે કછુ નાંહી;
રાઈકો પરબત કરે, પરબત રાઈ માંહી. ૧૭
ચિંતા તો હરિનામકી, ઔર ન ચિતવે 'દાસ;'
જો કોઈ ચિતવે નામ બિન, સોહી કાલકે પાસ. ૧૮
કબીર ! મૈં કયા ચિન્તવૂ ?, હમ ચિન્તે કયા હોય ?
હરિ આપહી ચિંતા કરે, મોહિ ન ચિતા હોય ! ૧૯
મો ચિન્ત્યો હર ના કરે, કહા કરૂં મૈં ચિન્ત ?
હરકો ચિન્ત્યો હર કરે, તા પર રહું નચિંત. ૨૦

(૧૭) જે કાંઈ બને છે તે પરમાત્માથી બને છે, 'બદા' એટલે 'સેવક' એટલે માણસથી કાંઈ જ બનતુ નથી તે પ્રભુ પર્વત ને રાઈના દાણામાં અને રાઇને પર્વતરૂપમા બદલી નાખવાને સમર્થ છે, તો તુ ગમે તેવો ક્ષુદ્ર છતાં જો ત્હને ત્હેનામાં શ્રદ્ધા હશે તો ત્હારા હાથે જ પર્વત જેવાં મહાભારત કામ કેમ નહિ બની શકે ? માત્ર દૃઢ શ્રદ્ધા રાખવી જોઇએ.

(૧૮) આ હરિ-દાસ અથવા ભક્ત તો માત્ર હરિનામ ભજવાની જ કાળજી રાખે છે, બીજી કાળજી કે ચિતા એને છે જ નહિ; કારણ કે હરિનામ વગર બીજી ચીજની ચિંતા કરનાર કાલ એટલે યમદેવની પાસે જાય છે, મરણ પામે છે અગર જીવતાં મરણ જેવી સ્થિતિ ભોગવે છે

(૧૯) કબીરજી કહે છે કે હું શા માટે કોઇ વાતની ચિન્તવના કરૂં ? અમારા ચિન્તવ્યાથી શુ દહાડો વળવાનો હતો ? અને વળી ખુદ પરમાત્મા જ આપણી ચિતા કરે છે, તેથી અમારે હાયવોયની કાંઈ ગરજ જ રહેતી નથી

(૨૦) કોઈ ચીજની ઇચ્છા હુ કરૂં તો ખરો, પણ હરિ ની જુદુ જ ચિન્તવતો હોય તો ? માટે કોઈ ચીજની ઇચ્છા ની જ શું કરવા ? હરિ પોતાનુ ધાર્યું કરે છે, માટે હું નચિંત રહું છું.

કીયા બીના માંગે બીના, જાન બીના સબ આય;
કાહેકો મન કલ્પીયે ?, સહજે રહે સમાય ! ૨૧
દાતા નદી હૈ એક સમ, સબ કોઇકો દેત;
હાથકુંભ જિસકા જિસા, તૈસાહી ભર લેત. ૨૨
મુડદેકો ભી દેત હૈ, કપડા લત્તા આગં;
જીવત નર ચિંતા કરે, વાકો બડો અભાગ ! ૨૩
આશા તો એક રામકી, દુજી આશ નિરાશ;
નદી કિનારે ઘર કરે, કબહું ન મારે પ્યાસ. ૨૪

(૨૧) કહ્યા કે માગ્યા સિવાય અણજાણી રીતે દરેક જરૂરીઆત પુરી પાડવામા આવે છે, તો પછી મનમા કલ્પના જલ્પના કરવાનુ શું પ્રયોજન ! માટે કબીરજી કહે છે, હે ભાઈ ! તુ ત્હારા નિજરૂપમા સમાઈ રહે !

(૨૨) દાતા અને નદી બન્નેનો સ્વભાવ સરખો છે તેઓ જે માગે ત્હેને આપે છે, પછી કેટલું મળવુ તે તો હાથ અને વાસણના ઉપર આધાર રાખે છે દાતાની પાસે ૫૦૦ રૂપિયા હોય, પણ માગનાર બાળકના હાથમાં ૧૦) થી વધુ સમાય તેમ જ ન હોય તો દાતારનો શો વાક ? નદીમાં જળ તો ઘણુ છે પણ પીનારનો ખોબો કે ઘડો ન્હાનો હોય ત્હેમાં નદીનો વાક શો ? તેમ ત્હમારી શ્રદ્ધા અને પુણ્યરૂપી ઘડા જ ન્હાના હશે તો ત્હમને ઓછુ સુખ મળશે ત્હેમાં પરમેશ્વરનો દોષ શુ !

(૨૩) જીવરહિત થયેલા મુડદાને પણ કપડું, બળતણ અને આગ આપે છે, તો તુ જીવતો માણસ શા માટે ચિતા કરે છે કે "મ્હને અમુક ચીજ નહિ મળે તો શુ કરીશ ?" એવી ચિતા કરનારો ખરેખર અભાગીઓ છે–એના ભાગ્યમા સુખ છે જ નહિ. અશ્રદ્ધાનો પડદો એને પુષ્કળ પદાર્થોની પ્રાપ્તિ થવા દેતો નથી

(૨૪) આશા કરવી હોય તો માત્ર રામ–પરમાત્માની આશા કરો, બીજી એટલે માયાવી પદાર્થોની–સ્થૂલ ચીજોની આશા કરશો તો

પીછે ચાહે ચાકરી, પહલે મહિના દેત;
સાહબકો શિર સોંપતે, ક્યોં કસકત હૈ દેહ? ૨૫
અજગર કરે ન ચાકરી, પંખી કરે ન કામ;
દાસ કબીરા યોં કહે, સબકા દાતા રામ. ૨૬
રામ નામસે દીલ મિલા, જમ હમ પર બરાય;
મોહિ ભરોસા ઇષ્ટકા, બંદા નરક ન જાય. ૨૭
તેરા વૈરી કોઈ નહિં, તેરા વૈરી ફૈલ;
અપને ફૈલ મિટાય લે, ગલી ગલી કર સહેલ. ૨૮
વખ્ત કહો અરૂ ભાગ્ય કહો, કહો નસીબ નિરધાર;
હજાર નામ મનકે ધરો, 'મન' હી સરજનહાર. ૨૯

---

નિરાશ થવુ પડશે જે માણસ જળથી ભરપૂર નદીના કિનારે ઘર કરે તે કદી તરસથી મરવાનો વખત જોવા પામે નહિ

(૨૫) હે મૂર્ખ ! બીજા શેઠ તો પ્રથમ નોકરી કરાવે છે, અને મહિનો કે વર્ષ પૂરો થયા બાદ પગાર આપે છે. પણ ઇશ્વર તો પ્રથમ ખાવા આપે છે અને પછી નોકરી માગે છે, તે છતાં એવા શેઠની નોકરી **ખરા દિલથી** કરવાનુ ત્હને સૂઝતુ નથી એ કેવી મૂર્ખતા છે?

(૨૬) અજગર ચાકરી કરતો નથી, પક્ષી કાઇ કામ કરતાં નથી તે છતાં તેઓ ભૂખ્યા રહેતા નથી, કારણ કે સર્વને આપનાર-પોષનાર પરમાત્મા હાજરાહજુર છે

(૨૭) જે દિવસથી રામ નામથી દીલ મળ્યુ છે ત્યારથી જમ અમારાથી વેગળો રહેવા કૃપાવાન થયો છે પરમાત્મા પરની શ્રદ્ધાને લીધે હુ હિમતથી કહુ છુ કે આ સેવક તો નરકમા નહિ જ જવાનો.

(૨૮) હે ભાઇ! ત્હારો શત્રુ કોઇ છેજ નહિ માત્ર ત્હારા ફૈલ એટલે કુતર્ક-કુકર્મ અને કુશબ્દ જ શત્રુ છે. એ ફૈલને દૂર કરીશ ...એ ગલીએ સહેલ કરીશ

(૨૯) વખત અથવા સમય કહો, નસીબ કહો, ભાગ્ય કહો,

બિના ઉપાય કિયે કછુ, દેવ કબહું નહીં દેત;
ખેત બીજ બોયે નહીં; તો કયોં જામે ખેત ? ૩૦
દુઃખ લેવે જાવે નહીં, આવે આપાઆપ;
સુખકા પહેરા હોયગા, તબ દુખ કરેગા કુચ. ૩૧
હોન પદારથ હોત હૈ, બિસર જાત સબ સુદ્ધિ;
જૈસી લિખી નસીબમેં, વૈસી ઉપજત બુદ્ધિ. ૩૨
લિખા મિટે ન નસીબકા, ગુરૂ કર ભજ હરિનામ;
સિધે મારગ નિત્ય ચલ, દયા ધર્મ વિશ્રામ. ૩૩

---

સર્વનામ એક ‘ મન ’ નાં છે, અને મન જ સર્વ કાંઈ બનાવે છે. મનમાં સારા વિચારો હોય તો તે પ્રમાણે બાહ્યસારા પદાર્થોનુ આકર્ષણ થઈ તે વસ્તુઓ પ્રાપ્ત થાય છે. મનમા ખોટા વિચારો હોય તો એવા જ પદાર્થો અને બનાવોનું આકર્ષણ થાય છે. બાકી ભાગ્ય કે સમય એ કાંઈ ચીજ નથી

(૩૦) ઉદ્યમ કર્યા વગર દેવ પણ કાંઇ આપવા ખુશી નથી. ખેતરમા બી વાવે નહિ તો ખેતી શી રીતે પાકે ? ચાકરી કરતાં ભાખરી મળે માટે નિશ્ચિંતે અને પરમાત્મામા શ્રદ્ધા રાખીને પ્રમાણિક ઉદ્યમ અવશ્ય કરો

(૩૧) દુખને કોઈ લેવા જતું નથી, કોઈ ત્હેને બોલાવવા જતું નથી, તે તો આપોઆપ આવે છે તેવીજ રીતે, હે ભાઈ ! સુખ પણ આપોઆપ આવીને ત્હારાં બારણા ઠેલશે—પણ તે પરિપકવ વખતે. એ પ્રસગે દુખને કુચ કરી જવુ પડશે !

(૩૨) જે બનવાકાળ છે તે બનતી વખતે માણસની બુદ્ધિ ગુમ થઈ જાય છે જેવુ બનવાનુ છે તેવી જ મતિ આગળથી ઉપજે છે.

(૩૩) થવાનુ છે તે મટવાનુ નથી, માટે સદ્‌ગુરૂ મેળવ અને હરિ સ્મરણ કર અને પ્રમાણિક રસ્તે નિશ્ચિંતે ઉદ્યમ કર અને દયાધર્મરૂપી વિશ્રામ સ્થળ અગીકાર કર, એથી સુખી થઇશ.

## (૨૦) અહંકાર છોડો – નમ્ર બનો.

---

કિયા કરાયા સબ ગયા, જબ આયા અહંકાર;
કોટ કરમ લાગે રહેં, અહંકારકી લાર. ૧

નહીં અહંતા આનિયે, હરિ સિંહાસન દેય;
જો દિલ રાખે દીનતા, તો સાંઇ નિજ કર લેય. ૨

લઘુતામેં પ્રભુતાઈ હૈ, પ્રભુતાસે પ્રભુ દૂર;
કીડી તો મિસરી ચુંગે, હાથી ડારે ધૂર. ૩

---

(૧) માણસ ગમે તેવું સત્કાર્ય કરે પણ જો તે કામમાં 'અહ' ભાવ રાખે–'મ્હે કર્યું' એવો ભાવ રાખે તો કર્યું કારવ્યું ધૂળ મળે–કર્મમેલ ચ્હોંટે અને ભવ ભ્રમણ થાય પરંતુ જે કાંઈ સત્કાર્ય કરવાં ત્હેનો યશ પરમાત્માને જ અર્પણ કરવો એ જ કર્મયોગીનો ધર્મ છે. એક અહકારની સાથે કરોડો કર્મ લાગી રહ્યાં છે તે બરાબર યાદ રાખવું.

(૨) અહંતા નહિ લાવનાર મનુષ્યને હરિ પોતાનું સિંહાસન આપે છે–અર્થાત્ કર્ત્તવ્ય ખાતર કે પરમાત્મા ખાતર સત્કાર્ય કરનારને પરમાત્મપદ મળે છે જેઓ એવી દીનતા–નમ્રતા રાખે કે સારાં કામનો યશ પોતે ન લેતા કહે કે "હુ તો નાલાયક છું. જે કાંઈ સારૂ થયું હોય તે પ્રભુનો જ પ્રતાપ છે," તે માણસને પરમાત્મા પોતાનો કરી લે છે.

(૩) નમ્રતાથી ઐશ્વર્ય મળે છે, અને મ્હોટાઈ લેવાથી પ્રભુ દૂર જતા રહે છે જમીન પર ચાલનારી કીડી ખાડનો સ્વાદ, જ્યારે અભિમાનમાં રહેતો હાથી ધૂળ ફાકતો રહે છે!

બડી બિપત્તિ બડાઈ હૈ, નાના કર્મસે દૂર;
તારે સબ ન્યારે રહેં, ગ્રહે ચંદ્ર અરૂ સૂર. ૪

કબીર ગર્વ ન કિજીયે, રંક ન હસિયે કોય;
અજહું નાવ સાગર પડી, ના જાનુ કયા હોય? ૫

ઊંચા પાની ના ટીકે, નીચેહી ઠહરાય;
નીચા હોય સો ભર પીએ, ઊંચા પ્યાસા જાય. ૬

ઉચે કૂલ કયા જનમિયા, (જો) કરની ઊંચ ન હોય?
કનક-કલશમેં મલ ભરા, સતો નિંધા સોય ૭

---

(૪) મ્હોટામાં મ્હોટું દુઃખ આપનાર 'મ્હોટાઇ' છે ન્હાના થવાથી કર્મ નાશ પામે છે. જુઓ, આકાશમા ન્હાના તારાઓ છે ત્હેને કાંઈ દુઃખ થતુ નથી. પણ મ્હોટા ચદ્ર-સૂર્યને તો વારવાર રાહુના મ્હોમાં ગળાવું પડે છે।

(૫) કબીરજી કહે છે કે, ત્હમારા ધન કે વિદ્યા કે બળ કે રૂપ કે સત્તા કે લાગવગ માટે ગર્વ કરશો નહિ; અને જેમની પાસે એ ચીજો થોડી હોય કે મુદ્દલ ન હોય તેઓની તેટલા માટે હાશી પણ કરતા નહિ હજી ત્હમારૂ પોતાનુ હોડીઉં ભરસમુદ્ર વચ્ચે છે, કોણ જાણે છે કે કાલ શું થશે? કાલે કદાચ ત્હમારૂ ધન ચાલ્યું જશે, ત્હમારી વિદ્યા પર આવરણ આવી જઈ ત્હમે સમુળગા જ ગાડા બની જશો, ત્હમારી સત્તા છીનવી લેવામા આવશે અને ત્હમે બેડીઓ પહેરવા પામશો અને ત્હમે લાગવગની જગાએ જગબત્રીસીએ ચ્હડવા વખત પામશો. માટે ગર્વ કરતા જ ના.

(૬) ઉચી જગાએ પાણી ટકતું નથી; પાણીનો સ્વભાવ છે કે નીચી બાજુમાં ઢળી જવું. તેથી જેઓ નીચા નમીને પીએ છે તેઓ તૃપ્ત થઇને જાય છે અને જેઓ ઉચા અક્કડ રહે છે તેઓ તરસ્યાં રહે છે.

(૭) સુવર્ણ જેવી ઉત્તમ ધાતૂના કળશમાં મળ ભર્યો હોય તો

ઉચે કુલકે કારને, બાંસ બઢયો અહકાર;
રામભજન હિરદે નહીં, જાલ્યો સબ પરિવાર. ૮
કબીર તહાં નહિ જાઈયે, જહાં હૈ કુલકો હેત;
સાધુપનોં જાને નહીં, નામ બાપકો લેત ! ૯
બડે બડાઇ ના કરે, બડા ન બોલે બોલ;
હીરા મુખસે ના કહે, "લાખ હમારા મોલ !" ૧૦
ના મુઝ છાઇ ન છાપરી, ના મુઝ ઘર ના ગામ;
જો કોઇ પૂછે 'કોન હૈ ?' ના મુઝ જાત ન ઠામ. ૧૧

તે પાત્ર નીંદાને યોગ્ય છે તેમ ગમે તેવા ઉચા કુળમાં જન્મ પામવા છતા ઉચ્ચ કરણી વગરનો માણસ નીંદાને પાત્ર છે

(૮) વાસ ઘણો ઉચો છે, એને ઉચ્ચ કુળનો અહંકાર છે પણ એનું ડહાપણ તો જુઓ ! (વાંસના વનમાં બે વાંસ સામસામા અથડાવાથી આગ ઉત્પન્ન થાય છે, અને આખુ વન બળે છે) કુટુંબને—એટલે પોતાના ભાઇઓ તુલ્ય અનેક વાંસને બાળવા જેવુ જ ડહાપણ તે ઉચ કુળના વાંસમા રહેલુ છે ! કુળના અભિમાનીઓથી રામસ્મરણ થઇ શકે નહિ.

(૯) કબીરજી કહે છે કે, જ્યાં કુળપર મોહભાવ છે ત્યા કદી જશો નહિ. એવા લોકો સદ્‌ગુણને જાણતા નથી અને ખાલી બાપનું નામ લઈ ફૂલાય છે પણ બાપના જેવા રૂડાં કામ કરી શકતા નથી

(૧૦) ખરેખર જેઓ મહાન છે તેઓ પોતાની મહત્તા પોતે કહી બતાવતા નથી. હીરો કદી એમ નથી કહેતો કે "મ્હારૂ મૂલ્ય લાખ રૂપીઆ છે" એ તો પારખનારા જ પારખે.

(૧૧) કબીરજી કહે છે કે, મ્હને કોઈ પૂછે કે "તું કોણ છે ?" તો હું જવાબ આપુ કે, "ભાઈ! મ્હારે નાત–જાત કાંઈ ી, રહેવાનુ ઘર કે ઝુપડી નથી, તેમ અમુક એક ગામને મ્હારૂ ન મ્હેં માન્યું નથી" મતલબ કે હું સર્વ દુનીઆમા ફરૂં છું,

મેરા મુજમેં કછુ નહીં, જો કછુ હૈ સો તેરા;
તેરા તુજકો સોંપતે, કયા લગેગા મેરા ? ૧૨

છોડા જગ અભિમાનકો, સુખી ભયા સબ જીવ;
ભાવે કોઈ કછુ કહે, મેરે હિય નિજ પીવ ! ૧૩

તિમિર ગયા રવિ દેખતે, કુબુધિ ગઈ ગુરૂજ્ઞાન;
સુબુધિ ગઇ કછુ લોભસે, ભક્તિ ગઇ અભિમાન. ૧૪

ભરમ ગયા તબ જાનિયે, અચરજ લગે ન કોય;
યે લીલા હૈ રામકી, નિરખો આપા ખોય. ૧૫

## —: સમાસ :—

કુળનો મદ નથી, સઘળા મનુષ્યો તરફ ભાઈચારો ધરાવું છું, અર્થાત્ કોઈ ચીજને મ્હારી માનતો નથી

(૧૨) હે પ્રભો ! આ શરીરમાં જે કાંઇ છે તે મ્હારૂં નથી, તે બધું ત્હારૂં છે ત્હારૂં ત્હને સોંપતા મ્હને શું દામ લાગે છે ?

(૧૩) હે જગતના લોકો ! અહંભાવ છોડો અને સુખી થાઓ. એમ માનો કે, કોઈ ગમે તેમ કહે તેથી મ્હારે શું ? મ્હારા હૃદયમાં તો મ્હારા પતિ–પરમાત્મા બિરાજી રહ્યા છે તેથી બીજાની સાંભળેલી કુથલીને ત્યાં જગા જ મળે તેમ નથી

(૧૪) સૂર્યને દેખવાથી અંધારૂં દૂર થાય છે, ગુરૂએ આપેલા જ્ઞાનવડે કુબુદ્ધિ દૂર થાય છે, લોભવડે સદ્‌બુદ્ધિનો નાશ થાય છે, અને અહંભાવ ભક્તિને નસાડી મૂકે છે

(૧૫) કોઈ માણસને અજ્ઞાનતાનો ભ્રમ દૂર થયો એમ ક્યારે જાણવું ? કે જ્યારે એને સારા–ખોટા બનાવથી હર્ષ કે ગુસ્સો તો શાનો થાય પણ અચંબો સરખોએ ન થાય, તો જ માનવું કે એનો ભ્રમ દૂર થયો છે પરમાત્માની એ લીલા જો જોવી હોય તો 'આપા'–અહંભાવ ખોઈ નાંખો

અનુસધાન પૃષ્ટ ૧૫]

## વા. મો. શાહે પ્રગટ કરેલાં અન્ય લેખકોનાં પુસ્તકો

(૧) **ખરા સુખની કુંચીઓ—**
(૨) **દિવ્ય યાત્રા**—લેખક: શ્રી 'પોરબંદરી'
(૩) **જ્ઞાન દીપક**—લેખક: શ્રી મણીલાલ ન દોશી B.A સન ૧૯૦૮
(૪) **બુદ્ધચરિત્ર**— ,, ,, ,,
(૫) **યોગની કુંચી**—,, ,, ,,
(૬) **દયાનો ઝરો**— ,, ,, ,,
(૭) **સ્વર શાસ્ત્ર**—લેખક 'એક ગ્રેજ્યુએટ' સન ૧૯૦૮
(૮) **સુસઢ ચરિત્ર**—ભાષાંતરકાર મુની શ્રી માણેક્ય દજીઃ સન ૧૯૦૮
(૯) **કયા ઇશ્વરે આ વિશ્વ રચ્યું!**—લેખક. ન ઇ. પટેલ સન ૧૯૧૧
(૧૦) **મોતી કાવ્ય**—લેખક સ્વ મો મ શાહ. સન ૧૯૧૧
(૧૧) **ઉપદેશરત્ન કોષ**—ભાષાતરકાર શ્રી મો મ દેશાઇ સન ૧૯૧૩

## વા મો શાહ કૃત પુસ્તકો પૈકી મળી શકતાં પુસ્તકો

| | | |
|---|---|---|
| (૧) **મૃત્યુના મ્હોંમાં** ... ... ... | મૂલ્ય | ૧—૦—૦ |
| (૨) **જૈનદીક્ષા** ... | ,, | ૨—૦—૦ |
| (૩) **સુદર્શન** (નૉવેલ) ... ... .. | ,, | ૦–૧૦—૦ |

**વા મો શાહ કૃત સઘળાં પુસ્તકોના સર્વ હક્ક 'વા. મો. શા. પબ્લિશીંગ હાઉસ' ને સ્વાધીન** છે; પરંતુ નિઃસ્વાર્થ, ઉચા શૉખ તરિકે, વિના મૂલ્ય પ્રચારના આશયથી વા મો. શાહ કૃત કોઇપણ પુસ્તક છપાવવા ઇચ્છનારને કોઇપણ જાતનો બદલો લીધા સિવાય તેવી સગવડ કરી આપવામા આવશે

**જોઇએ છે**—વા મો શાહના પુસ્તક પ્રકાશનના કામ માટે ત્હેમની તરફથી બહાર પડેલા પુસ્તકો, 'જૈન સમાચાર' સાપ્તાહિક, 'હિંદી જૈન હિતેચ્છુ' પાક્ષિક અને 'જૈન હિતેચ્છુ' માસિક પત્રની ફાઇલો જેઓની પાસે ઉપર જણાવેલા પુસ્તકો અથવા પત્રોની ફાઇલો યા છુટા અંકો હોય તેની યાદી કીંમત સાથે લખી મોકલવા કૃપા કરવી.

આ પુસ્તકના લેખકના પિતા અને સ્થા. જૈન કોમમાં પ્રથમ પત્રકાર

# સદ્‌ગત શ્રી મોતીલાલ મનઃસુખરામની સાહિત્યસેવા

## મો. મ. શાહનાં પ્રગટ થયેલાં પુસ્તકો

મરહુમે પુસ્તક લેખન અને પ્રકાશનનુ કાર્ય સન ૧૮૭૯ થી શરૂ કર્યું હતુ અને ટુક સમયમા ઓખાહરણ (પદ્યમા), નેમ વિવાહ, ઋક્મિણી હરણ, લીલ હમીરની વાર્તા વગેરે પુસ્તકો બહાર પાડયા હતા, પરંતુ આ પુસ્તકો પૈકી એક પણ પુસ્તક મળવુ અશકય હોવાથી તે સબંધમા કાંઈ પણ લખવાનુ બની શકે તેમ નથી

(૧) **ગૂજરાતી શબ્દાર્થ કોશ**—બે આવૃત્તિ સન ૧૮૮૬ અને ૧૮૮૮

સરકારી તેમજ ગાયકવાડી કેળવણીખાતાએ ઈનામ તથા લાયબ્રેરી માટે મંજૂર કરેલા આ પુસ્તકમા ગૂજરાતી **નર્મકોશ**મા નહિ આવેલા ૧૪૦૦ શબ્દોના અર્થ આપવામા આવ્યા છે. મૂલ્ય ૦–૧૨–૦

(૨) **સદુપદેશમાળા**—બે આવૃત્તિ સન ૧૮૯૦ અને ૧૯૦૨:

ગૂજરાતી બે ચોપડી ભણેલાઓ પણ વાચી અને સમજી શકે તેવી સરળ અને શુદ્ધ ભાષામા લખાયલા આ પુસ્તકમા સત્ય, શિયળ, સંતોષ, કરકસર આદિ બાર જુદા જુદા વિષય પર બાર ઉપદેશી અને રમુજી વાર્તાઓ આપવામા આવી છે મૂલ્ય ૦–૮–૦

(૩) **પ્રાણીહિંસા અને પ્રાણીખોરાક નિષેધક**—બે આવૃત્તિ સન

માસ ખોરાક અને જીવહિંસાની વિરૂદ્ધમા પ્રગટ થયેલા પુસ્તકોમા આ પ્રથમ પુસ્તક છે જેમા હિંદુ, મુસલમાન, પારસી અને **ખ્રીસ્તી** ધર્મ-શાસ્ત્રોના પ્રમાણો તેમજ પ્રખ્યાત ડૉકટરો, કવીઓ અને વિદ્વાનોના મતો ટાકી દરેક ધર્મના સિદ્ધાતથી માસખોરાક અને જીવહિસા નિષેધક છે એ પૂરવાર કરેલુ છે. મૂલ્ય ૦–૭–૦

(૪) **રામ–રાસ** (જૈન રામાયણ)—સન ૧૯૧૧

આ રાસનું પુસ્તક મુનીશ્રી કેશરાજજી એ સંવત ૧૬૮૩ મા રચેલુ જ ઘણુ અશુદ્ધ હોવાથી શુદ્ધ કરીને ટીકા સહિત બહાર પાડેલુ છે. ગાયકવાડી કેળવણીખાતાએ લાયબ્રેરી માટે મંજૂર કર્યુ છે મૂલ્ય ૧–૮–૦.

(૫) **સુબોધકથામાળા**—સન ૧૯૧૨ પ્રત ૧૫૦૦

આ પુસ્તકમા શરીર અને આત્માનો સબધ, દૃઢતા અને વિષય વાસ્છના, ધર્મ માર્ગે વાપરતા ધન ખૂટતુ નથી, સત્ય બોલતા સાચવવાનો વિવેક, નિસ્વાર્થી પ્રેમ અને કરણીનુ ફળ આદિ ૧૪ જુદા જુદા વિષયો પર વાર્તાઓ આપેલી છે મૂલ્ય ૦-૩-૦,

ઉપર જણાવેલા પુસ્તકો ઉપરાત (૧) શ્રાવકની આલોચણા (૨) બારવ્રત (૩) અતગડ દશાગ સૂત્રનો સાર (૪) વિપાક સૂત્રનો સાર (૫) નીરીયાવલીકા સૂત્રનો સાર (૬) જ્ઞાતા સૂત્રનો સાર (૭) ઉપાશકદશાગ સૂત્રનો સાર વગેરે માત્ર જૈનોને ઉપયોગી પુસ્તકો બહાર પાડેલા છે

મરહુમે સ્થાનકવાશી જૈન કોમમા કોઈપણ પત્ર હયાતીમા ન હતુ ત્યારે-'જૈનહિતેચ્છુ' માસિકપત્ર શરૂ કર્યું હતું.

## અપ્રગટ પુસ્તક

**જૈન કોશ**—મરહુમના છેલ્લામા છેલ્લા આ પુસ્તકમા જૈન ગ્રંથોમા વપરાતા સસ્કૃત અને પારિભાષિક ૨૦૦૦ શબ્દોનો સગ્રહ કરી તેના સવિસ્તર અર્થ આપવામા આવ્યા છે કેટલીક જગાએ વિશેષ સમજૂત માટે ચિત્રો પણ આપવામા આવ્યા છે આ પુસ્તક ૧૦ વર્ષ જેટલા લાબા ટાઈમનો ભોગ આપીને તૈયાર કરેલુ હોવા છતા હજી સુધી **અપ્રગટ** છે

મો મ શાહકૃત કોઈપણ પુસ્તકો મળી શકતા નથી, પરતુ નિઃસ્વાર્થ, ઉચા શૉખ તરીકે, વિના મૂલ્ય પ્રચારના આશયથી ઉપર જણાવેલા પુસ્તકો પૈકી કોઈપણ પુસ્તક છપાવવા ઈચ્છનારને તેવી સગવડ કરી આપવામા આવશે.

**વા. મો શા પબ્લિશીંગ હાઉસ**

સારગપુર, બુખારાની પોળ—**અમદાવાદ.**

# શુદ્ધિપત્ર

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૮ | ૧ | કહે કોન પતિથાય ? | પતિયાય |
| ૩૧ | ૫ | દાસ કહાવત કઠિન હુ | હૈ |
| ૫૫ | ૮ | જો ઘર જાલા આપકા | જાલો |
| ૬૦ | ૧ | સુમરન સિદ્ધા યોં કરો | સિદ્ધી |
| ૬૦ | ૩ | સમરન સિદ્ધા યોં કરો | સુમરન સિદ્ધી |
| ૬૪ | ૬ | જો કૂછ સો કિયા સો | જો કૂછ કિયા સો |
| ૬૬ | ૮ | પાચો રાખો ઠોર | ઠૌર |
| ૭૬ | ૨ | સત જપાવ નામ | જપાવે |
| ૮૨ | ૩ | કરતા હૂ મૈં ધમ | ધ્રમ |
| ૮૪ | ૩ | સઇયાંક દરબારમે | સઇયાં કે |
| ૮૭ | ૨ | કયા કિયા કયા હૈ દેખ | કયા કિયા હૈ દેખ |
| ૧૦૬ | ૧ | નિશ્ચલ જાકો નામ હુ | હૈ |

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમા પટેલ મૂળચંદભાઇ ત્રિકમલાલે
છાપીઃ ઠે. પાનકોરનાકા—અમદાવાદ.